॥ ઓ૩મ્ ॥

શ્રીમદ્દયાનંદ સ્મારક લઘુ ગ્રંથમાળા

# હિન્દુસમાજનો અગ્નિકુંડ

: પ્રકાશક :

--નરસિંહ અમૃતલાલ

મંત્રી, આર્યસમાજ બાવળા. (ગુજરાત)


પ્રથમાવૃત્તિ] [પ્રત ૧૦૦૦

| વિક્રમાબ્દ. | સૃષ્ટ્યાબ્દ. | દયાનંદાબ્દ. |
| --- | --- | --- |
| ૧૯૮૬ | ૧૯[illegible]૨૯૪૯[illegible]૦ | ૧૦૭ |

—:૦:—

મૂલ્ય: ૦-૨-૦

રામજી પુંજા 'આર્યપ્રકાશ' પ્રેસ, સ્ટેશન રોડ આણંદમાં
બાપુભાઇ કુબેરભાઇ પટેલે છાપ્યું.

# આર્યસમાજના [illegible]



૧. સર્વ સત્યવિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિ મૂલ પરમેશ્વર છે.

૨. ઈશ્વર સચ્ચિદાનંદસ્વરૂપ, નિરાકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અજન્મા, અનન્ત, નિર્વિકાર, અનાદિ, અનુપમ, સર્વાધાર, સર્વેશ્વર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી, અજર, અમર, અભય, નિત્ય, પવિત્ર અને સૃષ્ટિકર્તા છે. એનીજ ઉપાસના કરવી યોગ્ય છે.

૩. વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદ ભણવા ભણાવવા અને સાંભળવા સંભળાવવા એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે.

૪. સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સર્વદા ઉદ્યત રહેવું જોઈએ.

૫. સર્વ કામ ધર્માનુસાર અર્થાત્ સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવું જોઈએ.

૬. સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજીક ઉન્નતિ કરવી, એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭. સર્વસાથે પ્રીતિપૂર્વક, ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઈએ.

૮. અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

૯. પ્રત્યેકે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ ન રહેવું જોઈએ કિંતુ સર્વની ઉન્નતિમાં પોતાની ઉન્નતિ સમજવી જોઈએ.

૧૦. સર્વ મનુષ્યોએ સામાજીક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર રહેવું જોઈએ, અને પોતપોતાના હિતકારી નિયમમાંજ સ્વતંત્ર રહેવું જોઈએ.

वेदोंके अद्वितीय विद्वान, आर्य-
प्रणालीके पुनरुद्धारक आर्य समाज के



प्रवर्तक



**श्रीमद्दयानंद सरस्वति.**

पाखण्डानाम् विनाशाय वेदानाम् स्थापनायच ।
सत्यधर्म प्रकाशाय दयानंदस्यजिवनम् ॥

॥ ओ३म् ॥

# હિન્દુ સમાજનો અગ્નિકુંડ.

## હું ખ્રિસ્તી કેમ થયો?



(૧)

મિ. ટોમસ દેશી ખ્રિસ્તી હતા. તેઓ ઘણાજ હસમુખા, પ્રસન્નચિત્ત પણ રૂઆબદાર ને તેજી હતા. તેઓનું શરીર ઘાટીલું અને રંગ ઘઉંવર્ણો હતો. તેઓ સાહેબી પોશાકમાં રહેવાનું વધારે પસંદ કરતા. એઓ રામપુરમાં તહસીલદાર હતા. એમના સ્વભાવમાં એક વિચિત્રતા હતી કે તેઓ હિન્દુઓ ઉપર હરહમેશ કરડાકી કરતા. હિન્દુઓના મુકદ્દમાઓમાં પણ જરૂર કરતાં વધારે સખ્તાઇથી કામ લેતા. એમના હાથ નીચેના હિન્દુ નોકરો પણ એમનાથી અસંતોષી હતા. મુસલમાનો તરફ એમનો સ્નેહભાવ હતો, તેમના મુકદ્દમા વખતે ફરતા કોણ જાણે ક્યાં ચાલી જતી! મુસલમાન નોકરો—અહિં સુધી કે

એક અદનો મુસલમાન ચપરાશી પણ એમનો પ્રેમપાત્ર હતો. ખ્રિસ્તીઓ તો એમના જાતિભાઈ ઠર્યા એટલે તેમના તરફ ઉંડો પક્ષપાત હોયજ. ટોમસ સાહેબની આ ભિન્નતાથી હું મનમાં ઘણોજ ખીન્ન રહેતો હતો.

હું ટોમસ સાહેબનો દુભાષિયો ( ગુજરાતીનું અંગ્રેજી કરનાર ) હતો. જાતિનો બ્રાહ્મણ રહ્યો, એટલે મારા ઉપર વારંવાર વક્રદૃષ્ટિ રહેતી હતી. હું ઘણોએ ડરીને ચાલતો, સાવધાનીથી કામ કરતો, છતાં એમની દમદમાટીમાંથી બચતો નહિ. મારી સાથે એક મુસલમાન મુનસી પણ કામ કરતો હતો. તે બેપરવા હતો, કામમાં ભૂલ કરતો હતો, છતાં સાહેબ એને કાંઈ કહેતા ન હતા. આ વ્યવહારથી મારૂં હૃદય બળી-કકળી ઉઠતું હતું. હું મનમાં ને મનમાં વિચારતો કે, મારા પરજ એમની શનિની દૃષ્ટિ કેમ રહે છે? મેં એમનું શું બગાડયું છે? સરકારી નોકરીમાં અધિકારીના સામે-વળી તેમાંએ મેજીસ્ટ્રેટની સામે-જીભ હલાવવી એ વિપત્તિને નોતરવા જેવું છે. લાચાર! હું મનમારીને બેસી રહેતો હતો!

એકવાર મારી પત્નિ બિમાર પડી, તેની દવા કરાવવા માટે રજાની જરૂર હતી. મેં સાહેબ પાસે પાંચ દિવસની રજા માગી. એમણે તો સહાનુભૂતિ બતાવવાને બદલે મારી સારી રીતે ઝાટકણી કાઢી, એક તો પત્નિ બિમાર હતી, તેથી ચિત્ત ખિન્ન હતું. બીજું ઉપરથી આ ઠાઝયા ઉપર ડામ થવાથી મારી આંખો લાલ થઈ

ગઇ; ક્રોધથી શરીર ઝણઝણી ઉઠયું, પણ સાહેબના રોષીલા ચહેરા ઉપર દૃષ્ટિ પડતાંજ ક્રોધ મનમાં ને મનમાં દબાવવો પડયો. છતાં મેં નિશ્ચય કર્યો કે આજે સાહેબ પાસે અપ્રસન્નતાનું કારણ પૂછીશ. અદાલત બંધ થતાં હું ટોમસ સાહેબને બંગલે પહોંચ્યો. આ વખતે તેઓ ખુરસી પર બેસી આનંદથી સીગાર પીતા હતા. હું એમને સલામ કરી ચુપચાપ ઉભો રહ્યો. સાહેબ ધુમાડો કાઢતાં બોલ્યા– " પંડિત ! શું છે ? "

મેં ઘણીજ નમ્રતાથી કહ્યું–" હજુર ! અપરાધ ક્ષમા કરો. હું કંઇ કહેવા ઇચ્છુ છું. " આથી સાહેબ જરા રોષથી બોલ્યા–" હું સમજી ગયો. તમને રજા સિવાય બીજું કાંઇ જોઇતુંજ નથી. જ્યારે ને ત્યારે બસ રજાજ જોઇએ. હું તે ક્યાં સુધી તમારી રજા મંજુર કર્યા કરૂં ? "

મેં કહ્યું–" નહિ, હજુર બીજીજ વાત કહેવા આવ્યો છું; પણ કહેતાં ડર લાગે છે. "

' ડરવાની કાંઇ જરૂર નથી, કહો. '

મેં કહ્યું–હજુર ! જ્યારે જુઓ ત્યારે આપ હિન્દુઓ પર નાખુશ રહો છો. તમે મારૂં કામ જાણો છો. હું કદી રજા લેતો નથી. મારી પત્નિ બીમાર છે. હું આપનો નોકર છું. હું આપની તરફથી સહાનુભૂતિની આશા રાખું છતાં બદલામાં અપમાન અને ખિન્નતા મેળવું છું.

હું એ જાણવા માગું છું કે હિન્દુઓ પર આપની આ ખફા નજર શાથી? એમણે એવું તે કયું પાપ કર્યું છે?

કહેતાં તો હું આ બધુ કહી ગયો, પણ ભયને લીધે મારાં રૂવાંટે રૂવાંટાં કંપી રહ્યાં હતાં. હું તેમની સામે જોઇ પણ ન શકયો. નીચું જોઇનેજ ઉભો રહ્યો. પણ સાહેબ ગુસ્સે ન થયા. મને આશ્ચર્ય થયું. સાહસ કરીને મેં ઉંચે જોયું. આ વખતે તેઓ કાંઇ ઉંડો વિચાર કરી રહ્યા હતા. લલાટ પર કરચલીયો પડી હતી.

કેટલાક વખતે સાહેબ ઘણી ગંભીરતાથી બોલ્યા—પંડિત, હિન્દુઓ ઉપર મને ઘણી ઘૃણા થાય છે. એમના પર દૃષ્ટિ પડતાંજ મારૂં લોહી ઉકળી ઉઠે છે. ઓહ! તમે પૂછો છો, કે હિન્દુઓએ શું પાપ કર્યું છે? હિન્દુઓના પાપોની ગણત્રીજ નથી. હું સમજું છું કે, હિન્દુઓના જેવી પાપી કોમ આ વિરાટ સંસારમાં બીજી હશેજ નહિ! તમે કહો છો, ખ્રિસ્તીઓ પાપી છે, બીજાની સંપત્તિ પરજ એમની દૃષ્ટિ હોય છે. મુસલમાન પાપી છે—ઘણા પાપી છે. એ હિન્દુઓના જીવને દુભાવ્યા કરે છે. પણ પંડિત! ખોટું લગાડવાની જરૂર નથી. હું કહું છું કે, એઓ તમારા જેટલા પાપી નથી. એઓ બીજી કોમને સતાવ્યા કરતા હશે, પણ પોતાની કોમમાં મોહબત રાખે છે. પોતાના ભાઇઓના સુખ દુઃખમાં સંમિલિત રહે છે. તમારી કોમ તો પરસ્પરમાં પ્રેમ કરવો જાણતીજ નથી. ઉલ્ટી પોતાના જાતિ ભાઇઓનેજ સતાવે

છે. પોતાની જાતના દીન દુઃખીઓના ગળા ઉપર નિર્દયતાથી—ક્રૂરતાથી છૂરી ચલાવે છે. એમનાં આંસુ જોઇ હસે છે. ઓહ! આ ઘોર પૈશાચિકતાની—આ ઘોર ક્રૂરતાની પણ કોઇ સીમા છે! આવી ક્રૂર જાતિ જગતમાં કોઇ બીજી હશે કે? છતાંએ તમે પૂછો છો કે, હિન્દુઓએ શું પાપ કર્યું છે? અરે જાલિમ! જાણો છો કે હું કોણ છું? હું તમારાજ દેશમાં તમારીજ હિન્દુ જાતિમાં ઉત્પન્ન થએલો હિન્દુ છું! મને ખ્રિસ્તી કોણે બનાવ્યો? તમેજ કેવળ તમેજ! ફરી પણ તમે પૂછો છો કે હિન્દુઓએ શું બગાડયું છે? તમે મને રામ અને કૃષ્ણની ગોદમાંથી ઉઠાવી ઇસુની ગોદમાં ફેંકી દીધો છે. શું આ સાધારણ પાપ છે?

મારી સામેજ આ મારી જાતિને ગાળ દઇ રહ્યો હતો. તેથી મને ઘોર સંતાપ થયો—ક્રોધ ઉપજ્યો, પરંતુ પરાધિન આદમીનું સ્વાભિમાન પેટ તરફ દૃષ્ટિ જતાંજ ગુમ થઇ જાય છે. મેં કહ્યું, સાહેબ! આપ શું કહો છો? મારી સમજમાં નથી આવતું. સાહેબ જરા હસીને બોલ્યા—તમારી સમજમાં ક્યાંથી આવે? તમારી બુદ્ધિ એટલી તીવ્ર હોત તો હું ખ્રિસ્તી શા માટે બનત? ઠીક બેસો, ક્યાં સુધી ઉભા રહેશો?

હું બેન્ચ પર બેઠો. મનમાં વિચારવા લાગ્યો, કે એને ખ્રિસ્તી થવું હતું તે થયો એમાં મારો યા હિન્દુ સમાજનો શો દોષ?

સાહેબે મને પૂછ્યું-કેમ પંડિત? કદાચ આ બેન્ચ પર કોઇ ભંગી યા ઢેડ આવીને બેસે, તો તમે શું કરો?

મેં સહજ ઉત્તર દીધો-પ્રથમ તો હું તેને બેસવાજ ન દઉં. જો તે બેસીજ જાય તો તેની મરામત કર્યા વિના પણ ન રહું. ભંગી-ઢેડ જેવી અછૂત જાતિને મારા જેવા કુલીન બ્રાહ્મણ સાથે બેસવાનો હક્ક શું છે?

સાહેબ-તમે એ બિચારા ઉપર આટલી ઘૃણા શા માટે કરો છો? શું તે મનુષ્ય નથી? શું એની છાતીમાં તમારા જેવું હૃદય નથી? શું એને, તમને પેદા કરનાર ભગવાનેજ નથી પેદા કર્યો?

એને કોણ ના કહે છે કે એને ભગવાને પેદા નથી કર્યો. ભગવાને તો આ સારી સૃષ્ટિ પેદા કરી છે; તો ઢેડ-ભંગી ક્યાંથી આવ્યા!! એને પણ હૃદય છે. છતાં ભગવાને એને નીચ જાતિમાં જન્મ દીધો છે. નીચ જાતિઓને અમારી સેવા કરવાને માટેજ ઉત્પન્ન કરી છે. અમારા ધર્મશાસ્ત્ર પ્રણેતાઓએ એમની મર્યાદા નક્કી કરી છે. એમની છાંયા પડવા માત્રથીજ અમે અપવિત્ર થઇએ છીએ. અને એ માટે અમારે પ્રાયશ્ચિત કરવું પડે છે.

બીજુ શૂદ્રોના આચાર વિચાર પણ અપવિત્ર હોય છે, તેથી અમે એની સાથે સંસર્ગ રાખતા નથી.

સાહેબ—ઠીક, પણ બધા શૂદ્રોના આચાર–વિચાર તો અપવિત્ર નથી! ઘણાના આચાર-વિચાર પવિત્ર જોવામાં આવે છે. વળી ઉચ્ચ જાતિના બધાજ હિન્દુઓના આચાર વિચાર પવિત્ર હોતા નથી. ઘણા બ્રાહ્મણો એવા છે કે, તેઓ ચોરી કરે છે, દારૂ પીએ છે, અને વ્યભિચાર પણ અનહદ કરે છે. એમનામાં બ્રાહ્મણત્વનું કોઇ ચિહ્ન પણ જોવામાં આવતું નથી. તો કહો કે, આવો ભ્રષ્ટ બ્રાહ્મણ સારો કે એક પવિત્ર શૂદ્ર ?

મેં કહ્યું—બ્રાહ્મણવંશમાં જન્મ થવાથી એક ભ્રષ્ટાચારી બ્રાહ્મણ પણ સો પવિત્ર શૂદ્રો કરતાં શ્રેષ્ઠ ગણાય છે. હજુર, ખોટું ન લગાડશો, બ્રાહ્મણ તે બ્રાહ્મણ અને શૂદ્ર તે શૂદ્ર. કદાચ હું શૂદ્રને બ્રાહ્મણથી સારો માની લઉં, પણ સમાજ તો એને શ્રેષ્ટ નજ ગણે.

સાહેબ—એતો તમારી અંધ પરંપરા છે. મનુસ્મૃતિમાં સાફ કહ્યું છે કે, જો બ્રાહ્મણ, બ્રાહ્મણ ધર્મનું પાલન નહિ કરે, તો તે બ્રાહ્મણ નથી. જો ચંડાળ પવિત્ર હોય તો તે શ્રેષ્ઠ પદ પ્રાપ્ત કરી શકે છે! અજામિલ કોણ હતો ? શબરી કોણ હતી ? એમણે શ્રેષ્ઠ પદ શાથી મેળવ્યું ? પણ હાલ તો ગંગા ઉલટી વહી રહી છે. તમે તમારા સ્વાર્થ માટે કેવળ તમારી શ્રેષ્ટતા જાળવી રાખવા માટેજ શૂદ્રોને પશુ કરતાં પણ હલકા ગણો છો. જાણે તે મનુષ્યજ નથી! ઠીક, કહો ત્યારે તમારા મંદિરમાં કોઇ શૂદ્ર ઠાકોરજીના દર્શન કરવા જાય, તો તમે જવા દેશો ખરા કે!

હું બોલ્યો—એ તો અસંભવિત છે. મંદિરમાં એના સ્પર્શથી લોકો અને મંદિર અપવિત્ર થઇ જાય. પોતે તે લોકો પોતાનું મંદિર બંધાવી ઠાકોરજીનાં દર્શન કરી શકે છે.

સાહેબ—વાહ ! શું કહેવું ! ભગવાનના દરબારમાં પણ ભેદભાવ. અછુતોની સૃષ્ટિ કરવાથી ભગવાન અપવિત્ર નહિ થયા. એમનું અપમાન નહિ થયું. પરંતુ તમારા મંદિરમાં અછૂતનાં ચરણ પડતાંજ મંદિર અપવિત્ર થઇ જશે,–ભગવાનનું ઘોર અપમાન થશે કેમ ? ! !

તો પછી જ્યારે અછૂતો મંદિર બંધાવશે, તેઓ ભગવાનની પધરામણી કરી દરરોજ તેનાં દર્શન કરશે; ત્યારે તો, તેના અપમાનની સીમા ન રહેશે ! ! શું તમે લોકો ત્યારે ભગવાનનું આ અપમાન દરરોજ જોયાજ કરશો ? આથી ભગવાનના ક્રોધની તો સીમા ન રહેશે–એમની કોપ દૃષ્ટિથી આ નિખિલ વિશ્વમાં પ્રલયની લહેરો ઉઠશે, ત્યારે તમે ક્યાં રહેશો ! ?

મને આનો જવાબ ન સૂઝ્યો. ફરી સાહેબ બોલ્યા–કુતરો ભલેને તમારી પથારામાં આવી બેસે, પણ એક અછૂત તમારા મકાનના પગથીઆં પર પણ પગ રાખી ન શકે. તમારા કુવામાંથી પાણી ભરી ન શકે, તમારા મંદિરમાં આવી ન શકે, વગેરે કેટલાએ અત્યાચાર એમની સેવાના પુરસ્કાર છે ? જાણો છો તમારી આ હૃદય હિનતાથી એમના હૃદયમાં કેટલો આઘાત થાય છે ? તમારી કેટલી હાની થાય છે ?

મેં કહ્યું—જી નહિ.

સાહેબ—તો સાંભળો એક જુની વાત યાદ આવી છે. એક નાનકડા ગામમાં એક બસોર રહેતો હતો. એનું જર્જરિત ઘર ગામ બહાર એક ખૂણામાં હતું. એના ઘર પાસેજ જંગલ આવેલું હતું. જંગલની પાસે રહેવાથી એનું જીવન હંમેશ ભયમાંજ રહેતું હતું. સાંજ પડે એટલે બારણા બંધ. જંગલી પશુઓના ચિત્કારથી એનો પરિવાર કાંપતો કાંપતો રાત ગાળતો હતો. એનો પરિવાર નાનો હતો. પતિ-પત્નિ અને દશ વર્ષનો બાળક. છતાં એમને બે વાર પેટ પુરતું અન્ન મળતું ન હતું. એ બન્ને ઉપર સારા ગામની સેવાનો ભાર હતો. તે ગામમાં શુભ અવસરના કાર્યોમાં વાજાં વગાડવા જતો. એની પત્નિ દાઇનું કામ કરતી હતી. આ સેવાના બદલામાં દરેક ખેડુત પાસેથી દર વર્ષે બાંધેલું અનાજ મળતું. તે પણ કેટલીએ દીન પ્રાર્થનાઓ કરીને-કેટલાયે ધક્કા ખાઇને, તે પણ પુરેપુરૂં મળતું નહિ. આપનાર કાંઇને કાંઇ બ્હાનું કાઢી ઓછું આપતો હતો. શુભ અવસરો પર ફાટાંતૂટાં કપડાં મળતાં હતાં કોઇ કોઇ દયાળુ દાતા ચાર-છ પૈસા દાન આપવાની ઉદારતા બતાવતા હતા. ફુરસદના સમયે બસોર સુપડાં, ટોપલી, પંખા, સાદડી આદિ વસ્તુઓ બનાવતો, આના બદલામાં કદી ચાર-છ સુકા વાસી રોટલા મળતા હતા. આમ થોડી સરખી આવકમાં તેઓ પોતાનો ગુજારો કઠીનાઇથી છતાં સંતોષથી ચલાવતાં હતાં.

એક દિવસની વાત છે. ગરમીના દિવસો હતા. એમાં શ્રીમંતના પુત્રનાં લગ્ન હતાં, અને ત્યાં વાજાં વગાડવા માટે બસોરને જવું પડયું. શ્રીમંત ઘરમાંથી સારી આમદાની થશે એ આશાએ બિચારો આખો દીવસ તડકામાં વાજું વગાડતો હતો. પરન્તુ એની આશા એની ઘાતક થઇ, બીચારાને લુ લાગી. સાંજ પડતાં તાવ આવ્યો, તે ઘેર આવી ચટાઇ પર પડયો, સવાર થયું. વગાડવા ન જવાયું, બસ! પેલા શ્રીમંતનો એક નોકર સાક્ષાત્ યમદૂત જેવો આવીને ત્યાં ઉભો રહ્યો.

બસોરે કહ્યું—મને તાવ આવ્યો છે. મારામાં ચાલવાની શક્તિ નથી. નહિ તો હું ક્યારનોએ વગર બોલાવ્યે હાજર થયો હોત.

નોકર—સાલા! હું તને ઓળખું છું. તું નંબર એકનો બદમાસ છે. દારૂ પી આવ્યો હશે બીજુ શું? હવે બહાનાં કાઢે છે? ચાલે છે કે નહિ? બસોર કેટલોએ રડયો–કરગર્યો. તેની પત્નિએ કેટલીએ કરૂણ પ્રાર્થનાઓ કરી, પણ તે વ્યર્થ. બસોર આંખોમાં આંસુથી છલકાતો નોકરની સાથે ગયો. સાંજ સુધી વાજું વગાડયું. દીવાબત્તી થતાં લથડતો લથડતો તે ઘેર ગયો. બારણાં આગળ આવતાંજ તે બેહોશ થઇ જમીન ઉપર ઢળી પડયો. ફરી શુદ્ધિ ન આવી. તેનો પ્રાણ નીકળી ગયો. પત્નિ વિધવા અને નિરાશ્રિત બની–બાળક અનાથ થયું. મા દિકરાએ જંગલમાં એ કાળરાત્રિ કેમ ગાળી હશે? ઓહ!!

 ૨૫૧૪૨

સવાર થયું. પક્ષીઓ બોલવા લાગ્યાં, શિતળ હવા વહેવા લાગી. દુનિયામાં નવચેતન પ્રસર્યું. આવા આનંદમય સમયમાં વિધવા બસોરણે બળતા હૃદયે દ્વાર ખોલ્યું. પાસે પૈસા ન હતા. આખું ગામ એને અસ્પૃશ્ય ગણતું હતું. હવે પતિના શબને ઠેકાણે શી રીતે પાડવું એ એક પ્રશ્ન હતો. તે ગામમાં એક બીજો બસોર રહેતો હતો પણ તે એકલોજ હોવાથી કાંઇ મદદ કરી શકે એમ ન હતું. આથી વિધવા પેલા શ્રીમંતને ઘેર ગઇ, સાથે પેલો બસોર પણ હતો.

શેઠને જોઇ વિધવા રડી પડી. અને બોલી સરકાર હું લૂંટાઇ ગઇ છું વિધાતાએ મારૂં સોભાગ્ય છીનવી લીધુ છે. શેઠજી હતા પુરા "પશુ." તે બોલ્યા તું લુટાઇ ગઇ તેમાં હું શું કરૂં ? હું તો તારૂં સોભાગ્ય આપી શકતો નથી. રાંડ સવારમાંજ અપશુકન કરાવાને આવી પહોંચી ?

બસોરે હાથ જોડી કહ્યું—સરકાર ! દયા કરો. તેના પતિની લાશ ઠેકાણે પડે એવો પ્રબંધ કરી આપો.

શેઠ—મારાથી કાંઇ બની શકે એમ નથી જાઓ રસ્તે પડો.

બસોર—સરદાર તમે અમારા માબાપ છો તમારા રાજ્યમાં રહીએ છીએ. અમારા દુઃખ તમે ન સાંભળો,

તો પછી કોણ સાંભળશે ? તમેજ સહાયતા નહિ કરશો તો પછી કોણ કરશે ?

શેઠ—તને એકવાર કહ્યું મારાથી કાંઇ બનશે નહિ. જા. જાય છે કે નહિ ?

બસોરણ—પિતા ! હું આપની પુત્રી છું મારા પર દયા કરો.

શેઠ—હાય હાય આ શું ? આ સવારમાં જ અપ-શુકન ! કોઇ છે ? આ સાલાઓને મારી ને દૂર કરો.

બિચારાં શેઠનો તિરસ્કાર દેખી ચાલી ગયાં. ગામમાં એચાર ભલા માણસો ગણાતા હતા, ત્યાં ગયાં. કોઇએ આંખ બતાવી, તો કોઇએ તિરસ્કાર કર્યો ને કોઇએ ગાળો દીધી. પણ એમાંથી કોઇએ એવો ન નિકળ્યો, કે જે સહાયતા તો ન કરે તે ઠીક પણ સહાનુભૂતિના બે મીઠા શબ્દો એને કહે. આ તમારી પવિત્ર હિન્દુ સમાજની ઉચ્ચતર ફરજ ? તેઓ પોતાના જ બંધુઓ સાથે આવો ઘૃણિત વ્યવહાર કરે છે આ ભારતવર્ષ જ એવો દેશ છે, કે જ્યાં મનુષ્યનું આ સ્થાન પશુ કરતાંએ નિકૃષ્ટ છે. વળી જ્યાંની હિન્દુસમાજ પોતાના એક આવશ્યક અંગને ઘૃણિત સમજી એમની ઉપેક્ષાજ નથી કરતી બલ્કે એને જીવતાં જ રંડાવે છે, મૃત્યુ થતાં જ એના શબનું અપમાન કરે છે. શું આ હિન્દુ સમાજનું ઘોર પતન નથી ?

ભંગીએ કહ્યું—બેન, ગભરાવાથી શું થશે ? હું મારે ઘેરથી લાકડાં લાવું છું. તું પણ બંદોબસ્ત કર. બંન્ને જણે ઇંધન એકઠા કર્યાં, પણ પુરતાં ન હતાં. ભંગીએ તેનું અડધું છાપરૂં તોડયું અને જેમતેમ શબને શ્મશાન-માં લઇ ગયા ને તેને ઠેકાણે પાડયું.

પંડિત ? જરા વિચારો. સાહેબે કહ્યું—એ સમયે વિધવાના હ્રદયમાં કેટલો આઘાત થયો હશે ? એક તો એનો પતિ ગયો. બીજું-ગામ લોકોએ સહાયતાને બદલે અપમાન કર્યું. ત્રીજું-શબની અંતિમ ક્રિયાને માટે તેને આટલો પરિશ્રમ કરવા પડયો, ચોથું-એનું નાનું બાળક ભુખ્યું તરસ્યું પાછળ પાછળ ફરતું હતું. ઓહ ! એ દશ્ય કેટલું કરૂણ હશે ! મનુષ્ય પર આવું દુઃખ પડે અને મનુષ્ય પોતાની શ્રેષ્ટતાના ખોટા ઘમંડમાં—અભિ-માનમાં કુલી આવું કરૂણ દશ્ય જોઇ રહે એ કેવી પૈશાચિકતા છે, કેટલી હ્રદયહીનતા છે ? શું આ તમારા હિન્દુસમાજની શ્રેષ્ટતા છે કેમ ?

આટલું કહેતાં કહેતાં સાહેબ ચુપ થઇ ગયા, તેની આંખ સજલ થઇ. થોડીક ક્ષણ ચુપ રહી સાહેબ ફેરી બોલ્યા. પંડિત તમારા સમાજની યશગાથા સાંભળો.

સાહેબે આગળ ચલાવ્યું. ગામ લોકોની આ ક્રુરતાથી દુઃખી થઇ પેલો બસોર બીજે દિવસે બસોરણ પાસે આવી કહેવા લાગ્યો, બ્હેન આ ગામમાં રહેવાનો ધર્મ નથી.

ગામ લોકોની સજ્જનતા જોઇ લીધી. અહીં આપણી જાતનું કોઇ ઘર નથી. કાલે મોત આવે તો મારી લાશ કુતરા—ગીધ ફોલી ખાય માટે હું હવે અહીં ન રહેતાં બીજે ઠેકાણે ચાલ્યો જઇશ. તું પણ અહિં ન રહે.

બસોરણ—છોકરાને લઇને હું કયાં જાઉં ? મારી લાજ તો ભગવાનને હાથ છે.

પેલો બસોર ગામ છોડી સાત સમુદ્ર પાર ફીજીમાં પહોંચી ગયો.

પતિના મૃત્યુ પછી બસોરણ દુઃખી થઇ ગઇ હતી. હવે એનો આધાર માત્ર એક પુત્ર હતો. તેનું નામ હતું દમરૂ. માતાના લાડથી દમરૂ સ્વછંદી થઇ ગયો હતો. રોટલી ખાઇને તરતજ બહાર ચાલ્યો જતો હતો.

પેલા શેઠજીના મકાનની પાછળ બોરડીનાં ઝાડ હતાં. મીઠાં મીઠાં બોર ખાવાની લાલચથી દમરૂ રોજ ત્યાં જતો હતો.

હવે તે મા દીકરાની વાત સાંભળો. પતિ મરી જવાથી તે બહુ દુઃખી થઇ ગઇ હતી. હવે પુત્રજ એની આંખોનો તારો હતો. એની આશાઓનું કેન્દ્ર અને એના સઘળા સુખનો આધારસ્તંભ પણ તેજ હતો. પતિના મૃત્યુ પછી એની આવક ઘટી ગઇ હતી. છતાં પુત્ર દુઃખી થાય તેવું તે ઇચ્છતી ન હતી. પોતે ખાતી નહી, પણ પુત્રને ખવરાવતી હતી. પોતાના પુત્રને માટે તે પ્રાણ આપતી હતી.

શેઠના ઘરની પાછળ બોરડીનાં બોર ખાવા દરરોજ દમરૂ જતો. તે વેળા શેઠનો એક સાત-આઠ વર્ષનો બાળક પણ બોર ખાવા આવતો હતો. બાળક અબોધ હોય છે, તેને સ્પર્શાસ્પર્શનો ભેદ હોતો નથી. દમરૂ બોરડી પર ચઢી ડાળી હલાવતો તેથી પડાપડ બોર નીચે પડતાં. શેઠનો છોકરો તે વીણતો, પછી બન્ને વહેંચીને ખાતા. બન્નેમાં ગાઢ દોસ્તી બંધાઇ. એકબીજાને મળ્યા સિવાય ચેન પડતું નહી. એક દિવસ શેઠે આ બન્ને મિત્રોને જોયા અને ખીજવાયા. પોતાના છોકરાને લપડાક ચોડી દીધી, અને કહ્યું, "ખબડદાર, જો આ નીચની સાથે રમ્યો છુ તો હાડકાંજ ભાંગી નાંખીશ, દમરૂ અછુત હતો તેથી બચી ગયો. તેને કહ્યું ખબડદાર જો અહીં આવ્યો તો? ચામડીજ ઉતરાવી નાંખીશ. ધમકી આપ્યા છતાં બન્ને મિત્રો પાછા મળતા, બોર ખાતાને સાથે રમતા.

ગામમાં એક નાનું મંદિર હતું, ત્યાં ભજનકીર્તન થતાં. એક દિવસ શેઠના છોકરાએ કહ્યું આજે મંદિરમાં જલશો છે, પૂજા છે અને પ્રસાદમાં પેંડા વહેંચાશે, માટે તું મારી સાથે આવજે. પેંડાનુ નામ સાંભળી. દમરૂ નાચી ઉઠયો. તેને ખબર ન હતી કે મારા ત્યાં જવાથી મંદિર અપવિત્ર થઇ જશે. તાળી પાડતો પાડતો તે મંદિરમાં જઇ પહોંચ્યો. એને જોતાંજ મંદિરમાં ખળભળાટ થઇ રહ્યો. એને જોતાંજ સહુ લોકો પોતાની પવિત્રતાની રક્ષા કરવાને વ્યાકુળ થઇ ઉઠયા. લોકોની આ હિલચાલથી દમરૂ સ્તબ્ધ બની ગયો. એ બિચારો શું જાણે કે મને

જોઇને આ લોકો ધર્મસંકટમાં પડી જશે. લોકોની હિલચાલથી પૂજારી ગભરાઇ ઉઠયો. તે દમરૂ ઉપર તુટી પડયો. તેને એટલો તો માર માર્યો કે કોઇ પશુને પણ ન મારે! જે ભગવાનના દરબારમાં બધાજ સમાન છે, તેજ ભગવાનના દરબારમાં—કહેવાતા ઘરમાં પ્રસાદ ખાવાની ઇચ્છાથી ગએલો બાલ-દમરૂ માર ખાતાં ખાતાં ઢળી પડયો. હિન્દુઓ અહિંસાવાદી કહેવાય છે. નાના જીવજંતુઓ પર દયા કરે છે, પણ એમના વિશાળ અને કરૂણાર્દ્ર હૃદયમાં સાક્ષાત માનવ શરીરધારી અંત્યજને માટે દયાનો એક કણમાત્ર શેષ બાકી નથી. કારણ! કારણ એ અછૂત છે—અપવિત્ર છે. એના સ્પર્શ માત્રથી હિન્દુઓની ધર્મનૌકા અધર્મના તોફાનમાં જઇ પડે છે. ખેર!!!

પ્રસાદના બદલામાં માર ખાઇ રોતો રોતો તે ઘેર ગયો. માતા તેની આ દશા જોઇ અસ્થિર થઇ ગઇ. તેને ગોદમાં લઇ પૂછયું બેટા શું થયું? રડતાં રડતાં દમરૂએ બધી વાત કહી સંભળાવી. તેને દમરૂને ચુંબન કરી કહ્યું કે, બેટા તું ત્યાં શામાટે ગયો હતો? ત્યાં તારે જવું ન જોઇએ.

મા! કેમ ન જવું જોઇએ.? ત્યાં તો સૌ જાય છે, ઠાકોરજીનાં દર્શન કરે છે. પણ પણ તું રડે છે કેમ? દમરૂએ કહ્યું.

માએ કહ્યું—બેટા તેઓ જઇ શકે છે, પણ આપણે નથી જઇ શકતાં કારણકે આપણે અછુત છીએ. દમરૂ

માતાની વાત સમજી શક્યો નહિ. તે ઘણા જ આગ્રહથી બોલ્યો, મા! અછુત કોને કહે છે ? આપણામાં અને એમનામાં શું અંતર છે ? મને તો કાંઇ અંતર દેખાતું નથી. કેવળ મારાં કપડાં ખરાબ છે. તેમ તો ત્યાં કેટલાંક બાળક ખરાબ કપડાં પહેરી બેઠાં હતાં. માતા આ પ્રશ્નોનો ઉત્તર શું આપે ? તેણે કેવળ રડી જ દીધું.

દમરૂ બોલ્યો—ઠીક મા, તું રડ નહિ, હવે હું કદી મંદિરમાં જઇશ નહિ.

દમરૂ મંદિરમાં ગયો હતો, આ અપરાધની કઠોર શિક્ષા પૂજારી તેને કરી ચુક્યા હતા; પણ ગામ લોક શાન્ત થયા ન હતા. શેઠને ત્યાં ગામ લોક ભેગા થયા. શેઠે ભંગીયણને બોલાવી મંગાવી લોકો ક્રોધને લીધે પાગલ બન્યા હતા. પણ તે, અછુત હતી એ સારૂં હતું; નહિ તો કોણ જાણે તેઓ શું કરી નાંખત. લોકોએ સારી પેઠે ગાળો સંભળાવી. ભંગીયણે હાથ જોડી કહ્યું—મહારાજ એ અજ્ઞાન બાળક છે, એ શું જાણે કે મારે મંદિરમાં નહિ જવું જોઇએ. મેં તો એને કહ્યું ન હતું. બાળકનો અપરાધ ક્ષમા કરો. હવે એવું નહિ કરે. લોકો પાસેથી રજા લઇ તે ઘેર ગઇ અને દમરૂને કહ્યું બેટા, હવે ઘેર જ રમ્યા કરજે, મંદિરમાં કદી જઇશ નહિ, હવે તારી જરાપણ ફરીયાદ આવશે તો હું પણ માર મારીશ.

બિચારો દમરૂ ડરી ગયો, એ દિવસથી તે ક્યાંય પણ જતો આવતો ન હતો. મા, પણ એના પર વિશેષ

દેખરેખ રાખતી હતી. પરંતુ બાળકોને બંધન ગમતું નથી. થોડા દિવસ પછી દમરૂને ફરવાની ઇચ્છા થવા લાગી. અવસર જોઇ તે ચાલ્યો ગયો. રમતાં રમતાં તરસ લાગી. આ વખતે કુવા ઉપર બે-ચાર સ્ત્રીઓ પાણી ભરી રહી હતી. પાણી પીવાની આશામાં દમરૂ ત્યાં જઇ ચઢયો. એક સ્ત્રી પાસે પાણી માગ્યું. તે પાણીને બદલે ગાળ દેવા લાગી. એમણે પોતપોતાના ઘડા પટકી નાંખ્યા. દમરૂ સ્તબ્ધ થઇ ગયો. પહેલાંના જેવી કોઇ આફત આવશે, એમ વિચારી તેનો પ્રાણ કંપી ઉઠયો. તે નાશી ઘરમાં ભરાઇ બેઠો.

આ વખતે ગામમાં પહેલા કરતાં પણ વધુ કોલાહલ મચ્યો. તરતજ પોતાને ત્યાં ભંગીયણને બોલાવી શેઠે ગર્જના કરીને કહ્યું:—અરે રાંડ! તું બદમાસ થઇ ગઇ છે! તેં જ તારા છોકરાને ચઢાવી મુકયો છે આજે એણે કુવો અપવિત્ર કરી નાંખ્યો. હવે લોકો કયાં પાણી પીશે? આ સાંભળી બિચારી ભંગીયણના તો પ્રાણ ઉડી ગયા, તે હાથ જોડી બોલી. માબાપ, હું તો દરરોજ એને મારી આંખો સામે જ રાખું છું કયાંય જવા દેતી નથી. આજે જ એ લાગ જોઇ છટકી ગયો.

શેઠે ગુસ્સે થઇ કહ્યું:—હું તને સારી રીતે ઓળખું છું. તું મને બનાવે છે. તું સીધી રીતે માને એમ નથી. ભૈયાજી, આને જરા ઠીક કરો, પછીથી સ્નાન કરી લેજો. કાંઇ હરકત નહિ. ભૈયાજી, નિષ્ઠુર બની

અબળા પર તૂટી પડયો. બિચારી કેટલીએ રડી, કાલા-વાલા કર્યા પણ એનાં કરૂણ આક્રંદથી કોઇનુ હૃદય ન પીગળ્યું.

કહો પંડિતજી! આ તમારી આદર્શ સમાજનું અહિંસા વ્રતનું કેવું સરસ ઉદાહરણ છે? હિન્દુ પુરૂષોની વીરતા કેવળ પોતાના જ ધર્મના લોકોને સતાવવામાં —અબળાઓને ચોધાર આંસુઓએ રડાવવામાં જ રહી ગઇ છે. ખેર!!

ભંગીયાણ રડતી કકળતી ઘેર ગઇ. તેણે વિકાળ રૂપ ધારણ કરી બાળકને પૂછ્યું, તું કુવા ઉપર શા માટે ગયો હતો? ડરનો માર્યો તે થરથર કંપવા લાગ્યો. આંખોમાં આંસુ ભરી તે બોલ્યો, મા, મને તરસ લાગી હતી, સૌ કોઇ જાય છે, ને હું પણ ગયો. ત્યાં બે—ચાર છોકરા બીજા પણ હતા. એને તો કોઇ કાંઇ કહેતું નથી. ત્યારે મારો શું વાંક?

બાળકના આ ભોળપણ પર માતાએ ધ્યાન આપ્યું નહિ. અપમાન અને ક્રોધથી એનું હૃદય સળગી રહ્યું હતું. બાળકનો જવાબ સાંભળતાં જ તે પોતાને રોકી શકી નહિ. બાળકને મારવા માંડયો. બાળક, નહિ મા, નહિ મા, કહેતો કહેતો તેના પગે લપેટાઇ ગયો. પણ તેનો હાથ રોકાયો નહિ. બાળક, અતિશય માર પડ-વાથી જમીન ઉપર ઢળી પડયો. રડતાં રડતાં એની હીચકી બંધ થઇ ગઇ, બાળકની આ દશા જોઇ તે તેને

ખોળામાં લઇ ખૂબ રડવા લાગી. બંનેએ કેટલો વખત સુધી રડયાં. ચુલો પણ ન સળગાવ્યો. બંને ભૂખ્યાં જ રહ્યાં. તમારી હિન્દુસમાજના આ નિર્દય ઘોર અત્યાચારોથી કેટલાંએ દીન દુ:ખીઓનાં અહિં કરૂણ રૂદન થાય છે. ભૂખ તરસથી તલપી તલપી રાત દિવસ વિતાડે છે, -એનો પ-તો કોણ મેળવી શકે ? ઓહ ! આ દુ:ખીઓની આહ તમને કયાંથી સુખની નિંદ્રામાં સૂવા દે. એ સમય દૂર નથી, જ્યારે તમારી પૈશાચિકતાનું પ્રાયશ્ચિત રક્તનાં આંસુ વહાવી કરવું પડશે.

તે દીવસથી ભંગીયણ ચિંતામાં રહેવા લાગી, તે વિચારવા લાગી કે, હું એવા ધર્મધ્વજોની વચ્ચે રહું છું કે જેમનો ધર્મ મારી છાંયા માત્રથી મૃત્યુના શ્વાસો લેવા માંડે છે. અહિં મારી જાતિનું કોઇ માણસ નથી —કોઇ સહાયક નથી. તો એવા ગામમાં હું શી રીતે રહી શકીશ ? હે ભગવાન ! મારા પર દયા કરો.

ભગવાને એની પ્રાર્થના સાંભળી. ગામમાં બે મિશનરી મડમો આવી. એમણે ગામની સ્ત્રીઓને ભગવાન પ્રભુનો સંદેશ સંભળાવ્યો તે ભંગીયણે પણ ઉપદેશ સાંભળ્યો. તેણે પોતાનું દુ:ખ આ મડમોને કહ્યું. આ કથની સાંભળી દયાળુ મડમોની આંખો ભરાઇ આવી, તેમણે કહ્યું તમે બંને મારી સાથે ચાલો ઇશા મસી દયા કરશે. દુ:ખીઓનાં દુ:ખ દૂર કરવાને જ ઇશુ સંસારમાં આવ્યા હતા.

ભંગીયણ પુત્રને લઇ ચાલી ગઇ. એની જીવનધારા બીજી જ દીશામાં વહેવા લાગી. એણે એક નવા સંસારમાં પ્રવેશ કર્યો. ત્યાં કોઇ મોટું નાનું-ઉંચ-નીચ ન હતાં, સર્વ સમાન હતાં. અહિં ભંગીયણને કોઇ ખરી ખોટી સંભળાવનાર ન હતું, સઘળા એની સાથે આત્મીય સમાન વહેવાર કરતા હતા. હવે તે સવચ્છ કપડાં પહેરતી હતી. સારૂં ભોજન જમતી હતી. સૌ કોઇ એના પ્યારા બેટા ઉપર પ્યાર કરતા હતા. કોઇ પણ ધૃણાની દૃષ્ટિએ જોતું ન હતું. તેને રમવાને સુંદર રમકડાં મળતાં હતાં. તે ખુલ્લા મેદાનમાં નિર્મળ વાયુમાં સ્વતંત્રતાપૂર્વક પક્ષીઓની પેઠે રમ્યા કરતો હતો. જેને ચાહે એને સ્પર્શ કરે-ચાહે એને ગળે લપેટાઇ જાય; ચાહે ત્યાં બંગલામાં કે દેવળમાં ફરે. હવે એનાથી કોઇ માણસ કે મકાન અપવિત્ર થતાં ન હતાં.

કહો પંડિત, આ બે માણસો ખ્રિસ્તી થવાથી તમારી શી હાની થઇ ?

મેં કહ્યું-હજુર એને ખ્રિસ્તી થઇ જવાનું તો કોઇએ કહ્યું ન હતું. તે પોતાની ઇચ્છાથી ખ્રિસ્તી થયાં તેમાં કોઇ શું કરે ? એમાં હિન્દુસમાજની યા મારી હાની શી છે ?

સાહેબે કહ્યું-એ ખરૂં છે કે, એમને ખ્રિસ્તી થવાનું કોઇએ કહ્યું ન હતું. પણ તમારા હિન્દુ સમાજે એની સાથે એવો નિર્દય વ્યવહાર કર્યો હતો કે, એમને ખ્રિસ્તી

કે મુસલમાન થઇ ગયા સિવાય જીવનરક્ષાને માટે બીજો ઉપાય જ ન હતો. જો અછુતોની સાથેનો તમારો આવો વ્યવહાર ચાલુ રહેશે તો સઘળા અછુતો હિન્દુ ધર્મનું શરણુ છોડી, બીજા ધર્મના આશ્રયમાં જઇ વસશે. ત્યારે શું તમે પાયખાનાં સાફ કરશો? શું તમે ઝાડું કાઢશો? ચમારનું બધું કામ શું તમે જાતે જ કરશો? હજી એ લોકો તમારી સાથે છે તેથી જ તમને બૂરા લાગે છે. જ્યારે તેઓ તમારાથી દૂર થશે ત્યારે જ એમને માટે તમે ઝારઝાર આંસુએ રડશો તમે બાવીસ કરોડ છો તે પંદર કરોડ રહી જશો. એ કેવળ તમારી નાદાનીને લીધે જ–તમારી કુલીનતાઇના જુઠા પાખંડને લીધે જ. વિચારો એ સાત કરોડ મનુષ્યોના બળ –તેમની સહાયતા કેટલી બધી હોય છે? જો તમે એમની સાથે પ્રેમપૂર્વક મનુષ્યતાનો વ્યવહાર કરશો તો તે તમારા પશિનાના બદલામાં પોતાનુ લોહી વહેવડાવવા તૈયાર રહેશે. વિચારો, આવા ભાવી બળને જબરજસ્તીથી ત્યાગી દઇ તમે કેટલા નિર્બળ થઇ જશો? વારૂ પંડિત? એ ખ્રિસ્તી બનેલો દમરૂ ભંગી તમારી પાસે બેસે તો તમે એને ઘૃણાની નજરે જુઓ ખરા?

મેં ઉત્તર દીધોઃ–હું શા માટે ઘૃણા કરૂં? કોઇપણ ખ્રિસ્તીઓની ઘણા કરતું નથી.

સાહેબ હસીને બોલ્યા–તમારા લોકોની બુધ્ધિની બલીહારી છે. પહેલાં એને તિરસ્કારથી જોતા હતા કેમ?

કારણ કે, ત્યારે તે હિન્દુ હતો, અને તમારા ઠાકોરજીને શ્રદ્ધાપૂર્વક મસ્તક નમાવતો હતો. હવે એને તિરસ્કાર દૃષ્ટિથી નથી જોતા કારણ કે તે હવે હિન્દુ નથી. ને તમારા ઠાકોરજીને ઘૃણાની દૃષ્ટિથી જુએ છે? રામ-ભક્તના સ્પર્શથી તમારો ધર્મ ડગમગવા લાગે છે, અને રામચંદ્રજીના વિરોધીઓના ચરણ ચુમવા છતાંએ તમારો ધર્મ પવિત્ર અને અચલ રહે છે!! કેવી મૂર્ખતા! ઓહ!! તમે લોકો આંખો છતાં અંધ છો! પંડિત! મહાત્મા ઇશુની શિતલ છાંયામાં દમરૂનીય શ્રેષ્ટ ઉન્નતિ થઇ. આજે "**ટોમશ**" નામ ધારણ કરી માજીસ્ટ્રેટના રૂપમાં તમારો અધિકારી થઇ બેઠો છે! જે દમરૂને જોઇ એક દિવસ હિન્દુ સમાજનું લોહી ઠંડુ પડી જતું હતું, આજે એજ દમરૂની સામે મોટા મોટા ધર્મ ધુરંધરો હાથ જોડી ઉભા રહે છે. જેમાંના તમે એક છો. બોલો હજી પણ અછુતોની ઘૃણા કરશો?

આ સાંભળતાં જ હું ઠંડોગાર થઇ ગયો. હું સર્વ વાત સમજી ગયો. મારી આંખો આગળથી પડદો હઠી ગયો. આજે મને માલમ પડયું કે, અછુતો પર અત્યા-ચારો કરી આપણે આપણી પોતાની જ જડ ઉપર વ્રજ પ્રહાર કરી રહ્યા છીએ. મેં સાહેબ આગળ પ્રતિજ્ઞા કરી. આજથી અછુત મારા ભાઇ છે. હું એમને કદી તિરસ્કારથી જોઇશ નહિ. એમની સાથે પ્રેમથી વર્તીશ. એમના સુખ દુઃખમાં ભાગીદાર થવામાં મારૂં કર્તવ્ય

માનીશ. ને મારા બીજા ભાઇઓને પણ આ કર્તવ્ય પાલન કરવા સમજાવીશ.

*  *  *

* વાંચક બંધુ ! હિન્દુ સમાજના આવા અત્યાચારોથી ઇશુ અને મહમદના અનુયાયીઓ હિન્દુસમાજના કેટલાએ લાલને વટલાવવાની પોતાની નેમમાં ફાવ્યા હશે. હિન્દુસમાજ યુગ ધર્મને ઓળખી પોતાની ચાલ નહિ બદલે તો કેટલાએ વખતથી હિન્દુ કોમને હડપ કરી જવાની ઇચ્છા રાખતી વિધર્મી કોમ પોતાની નેમમાં ફાવી જશે. માટે કદરેક મનુષ્યની સાથે મનુષ્યને યોગ્ય વર્તાવ રાખવા અને યુગ ધર્મને ઓળખી દુનિયા કયી દીશા તરફ આગળ વધે છે તેનો વિચાર કરવા વિનવીએ છીએ.

—પ્રકાશક

---

* આ પુસ્તીકામાં બહાર પાડેલી બે કહાણીઓ સુરતના "હિન્દુ" સાપ્તાહિક પત્રમાં પ્રગટ થએલી. તે પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવા બદલ અમે "હિન્દુ" કાર્યાલયનો આભાર માનીએ છીએ. અને જણાવીએ છીએ કે, સમાજ–સુધારણાની ઇચ્છાવાળાઓએ "હિન્દુ" સાપ્તાહિક પત્રનો બ્હોળો પ્રચાર કરવો જોઇએ. સ્વદેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૨–૧૨–૦, વિદેશમાં શિલિંગ ૮.

--પ્રકાશક.

# હિન્દુ સમાજનો અગ્નિકુંડ.

## હું વેશ્યા કેમ થઇ?

[ ૧ ]

મારો જન્મ એક પ્રતિષ્ઠિત અને કુલીન બ્રાહ્મણ કુળમાં થયો હતો. માતા પિતા મને નાના પ્રકારનાં લાડ લડાવતાં હતાં. અમારૂં ઘર પાંચ પૈસે સુખી હતું, તેથી મારાં માતાપિતા મારો બોલ ઉપાડી લેવા સદા તત્પર રહેતાં. જ્યારે હું અગીઆર વર્ષની થઇ તે વખતે મારાં લગ્ન ભારે ધામધુમ અને ખર્ચની મણા રાખ્યા સિવાય પચાસ વર્ષના એક વૃદ્ધ સાથે મારા પિતાશ્રીએ કરી નાખ્યાં. આ રીતે મારાં માતપિતાએ મારા વૈધવ્યને આમંત્રણ આપી દીધું.

વર્ષ દીવસ વહી ગયો. પતિરાજ બિમાર પડયા. બચવાની કોઇ આશા ના રહી: રૌદ્રમૂર્તિ યમરાજ મારા પતિને લઇ જવા આવ્યા. અને લઇ ચાલતાં દસ દિવસ વહી ગયા. હિન્દુસમાજની નીંદનીય રીતીનીતિ પ્રમાણેના સર્વ સંસ્કારો બાદ હું વિધવા ગણાવા લાગી. મારાં માતપિતા મારા પર વર્ષેલા આ અણધાર્યા પ્રકોપથી દુઃખી થઇ રહ્યાં હતાં. વૈધવ્ય તેના સર્વ સહચરો દુઃખ, શોક, સંતાપ, તિરસ્કાર લાંછન સાથે આવી લાગ્યું.

હું, અજ્ઞાન બાલીકા જ હતી. પતિગૃહનું મુખ સરખું પણ જોવા ભાગ્યશાળી નહોતી થઇ.

પિતાજી અમારા ધર્મશાસ્ત્રોથી સંપૂર્ણપણે જ્ઞાત હતા તેઓ મારા ગુરૂ થયા, હું અજ્ઞાન બાલીકા તેમની પાસે વિધવા ધર્મનું શુષ્ક શિક્ષણ મેળવવા લાગી એની સાથે મને ધર્મ-કર્મનું પણ શિક્ષણ આપવામાં આવતું હતું. મારાં માતા પિતાશ્રી જે શિક્ષણ મને આપતા તે પ્રમાણે બરાબર ચાલું છું યા નહિ, તેની તપાસમાં રહેતાં. મારો બાલ્યકાળ આ પ્રમાણે માતા પિતાની છાયા નીચે વીતી રહ્યો હતો. હવે હું અજ્ઞાન બાલીકા મટી યૌવનને આંગણે આવી પહોંચી, યૌવન શુલભ સર્વ ફેરફારો મારા અંગેઅંગમાં થવા લાગ્યા. શરીરમાં ચંચળતાનો આવિર્ભાવ થયો. અંગમાં એક પ્રકારની ચપળતા, લજ્જાળુતા આવી. અને આ શાંતિમય જીવનમાં કાળાં વાદળાં ઘેરાવા લાગ્યાં હું અત્યાર સુધી તો માતાપિતાને ઘેર હતી હવે શ્વસુરગૃહે જવાનો સમય આવી લાગ્યો કારણ કે હવે હું બાલીકા મટી યુવતી થઇ હતી. એક દીવસે મને લેવા માટે મારો જેઠ આવી પહોંચ્યો. કોઇ અણધારી આફતની શંકાથી મારૂં મન ખેદ પામી રહ્યું હતું.

જેઠજીએ કહ્યું:-કૃપા કરી વહુને મોકલી આપો.

પિતાજીએ તેને કહ્યું:-મારી દીકરી વિધવા છે, ત્યાં રહે તેના કરતાં અહીં રહે તો શું ખોટું છે?

તેણે કહ્યું—એમાં શું. વિધવાએ તો સાસરે જ રહેવું એ ઇચ્છવા યોગ્ય છે. શું મારા ભાઇનો દેહાંત થયો એટલે વહુ સાસરાનું મોંહ પણ ન જુએ ? મારા પિતાજીએ કહ્યું છે કે, "વહુને તમારે ત્યાં હવે નહિ રખાય." પિતાજીએ જેઠજીને ઘણું સમજાવ્યા છતાંએ તેઓએ જ્યારે ન માન્યું ત્યારે મેને વિદાય આપવાની તૈયારી કરવા માંડી. હું રોતી કકળતી, માતાપિતાના પ્રેમમય વ્યવહારને યાદ કરતી. ભવિષ્યના બનાવો માટે ચિન્તાતુર થતી હતી. પિતાજીએ જેઠજીને કહ્યું—આ " અભાગણી પર દયા રાખજો એને હવે આપના સિવાય આશ્રય નથી.

એમણે ઉત્તર આપ્યો—" આપ એ વાતથી નીશ્ચીંત રહેજો આપની દીકરી છે તેવી જ મારી પણ દીકરી ગણીશ. તેને કોઇ પણ જાતનું દુ:ખ નહિ પડે.

હાય ! સમાજમાં આવાં કેટલાંએ આશ્વાસનો બાળ સ્ત્રીઓને વિદાય કરતી વખતે સાસરીઆ પક્ષ તરફથી આપવામાં આવે છે. પણ હિન્દુ સમાજના કમનસીબે એવાં એકે ય વચનનું પાલન શ્વસુર પક્ષ કરતો જ નથી. પરણી સાસરે આવી એટલે એક ગુલામથી પણ નીચ ગણવામાં આવે છે. તેના એક નાનામાં નાના ગુનાહને ગંભીર સ્વરૂપ આપવામાં આવે છે. વહું એ અપમાન અને તિરસ્કારની સજીવમૂર્ત્તિ સમાન છે. જેમ એક નાદાન બચ્ચું પોતાને નાપસંદ રમકડા સાથે જેવા વ્યવ-

હાર ચલાવે તેનાથી પણ અધીકતર ખરાબ વ્યવહાર તેના તરફ સાસરીઆં તરફથી થાય છે. નારીઓની આ કઠોર દશા સુધારવા હિન્દુ સમાજે અત્યારસુધીમાં કાંઇ પણ કર્યું નથી. સાસરૂ એ વિધવાસ્ત્રીઓ માટે ભયંકર **અગ્નિકુંડ સમાન** છે, જેમાં વહુના શરીર અને હૃદયની કટકે કટકે આહુતીઓ અપાય છે. મુગાં બ્હેરા પશુઓને જેમ વધ-સ્થાનમાં લઇ જવાય છે અને ત્યાંનું ભીષણ દ્રશ્ય જોઇને વેં, વેં કરી તેઓ જે ચીત્કાર ઉઠાવે છે તેના કરતાં પણ વધારે કરૂણ દશા અમારી નારીઓની સાસરામાં થઇ રહી છે. પશુ તો ચીત્કાર કરતાં પણ એકે ઝટકે આફાની દુનિયા છોડી જાય છે. પણ હાય હિન્દુ સમાજ ! તારી બેટીઓના રોમેરોમ તીક્ષણ છરીઓ ભાંકી ભોંકી તેની પરીક્ષાઓ લેવાય છે. મારૂ દુર્ભાગ્ય આ સાસરામાં મને ઘસડી લઇ જતું હતું. ઇચ્છા થતી હતી કે ઉડીને પણ માત-પિતાના સ્નેહમયી સામ્રાજ્યમાં જઇ પહોંચુ. હું સાસરે પહોંચી સસરાના ઘરમાં દાખલ થઇ, લજ્જાથી લાલ મુખે હું એક બાજુ જઇ ઘુંઘટ તાણી ઉભી રહી. એટલામાં એક સ્ત્રી આવી પહોંચી. તેણે આવી મારો ઘુંઘટ હટાવી દીધો તેની આંખોમાં ક્રુરતા દ્રષ્ટિગોચર થતી હતી હું ગભરાઇ ગઇ મેં ઘુંમટો પાછો તાણ્યો, એટલામાં તે મારા જેઠ તરફ જોઇ બોલી " શું આજ તેજ ડાકણ છે કે જે લગ્ન થતાં જ મારા પુત્રને સ્વાહા કરી ગઇ ? સાસુના આ

શબ્દોએ મારા દિલમાં આઘાત કર્યો. મેં મનમાં ભગવાનની પ્રાર્થના કરી "હે દયામય! હજુ તો મારે પગ મૂકે તો વાર પણ નથી થઇ ત્યાં મારા હૃદયને આઘાત પહોંચે એવાં વચનો બોલાવા લાગ્યાં. હે જગદાધાર! આ દુ:ખીયારીની લજ્જા તારે હાથ છે, તું રક્ષા કરજે. પણ દુ:ખીઓનું કરૂણ–રૂદન ભગવાન સાંભળતો નથી. સાસરામાં વિતાવેલા આ દિવસોની યાદ મારા હૃદયને કંપાવવા બસ છે. પિતાના ઘરમાં સુખ ચેનમાં દિવસો વિતાવેલા, તેથી ઘર ધંધો પણ મને આવડતો નહિ. પણ અહિં તો સઘળ ઘરનો બોજો મારા પર લાદવામાં આવ્યો હતો. મારૂં દુર્ભાગ્ય કે જે જે વિતાડતું તે હું શાન્તિથી સહન કરતી.

હું કેટલું યે સારૂં કામ કરતી, કેટલી યે ઝડપથી કરતી તો પણ મારે તિરસ્કાર સહન કરવો પડતો. સાસુ કહેતી "વિધવાને પેટપુર ભોજનની શી જરૂર છે? પેટપુર ખાવાનું મળશે તો કોણ જાણે શું નું શું કરશે." સસરાજી બિચારા સાસુજીના કંકાસને દૂર કરવા "ઠીક છે" કહી મૌન પકડતા, તે બિચારાનું મારી જાજરમાન સાસુ આગળ કાંઇ ઉપજતું નહિ. હું આખો દિવસ કામકાજમાંથી કપડાં ધોવા નવરી પડતી નહિ. તેથી મારાં કપડાં દુર્ગંધ મારતાં એક દિવસ મેં મારાં કપડાં ફુરસદ કહાડી ધોયાં પણ સાસુજી તે જોઇને બોલ્યાં "આવાં સફાઇબંધ કપડાં કયા છેલને બતાવવાં છે" અમારી

સમાજની આ અધોગતિ તો જુઓ. વિધવાઓ સારાં, સ્વચ્છ, ધોએલાં કપડાં પણ ન પહેરી શકે. એક દિવસ દાળમાં ભૂલથી મીઠું વધુ પડવાથી સાસુજી ખરાં થઇ ગયાં અને સળગતું લાકડું મારા હાથ પર ચાંપી દીધું. તે દિવસની આખી રાત્રી મેં રડીને જ પસાર કરી. આ રીતે મૃત્યુના નામની માળા જપતી હું જીવન વીતાવી રહી હતી. પણ યમરાજ સુધાં મારા જેવી કમનસીબને ઉપાડી લેવા તૈયાર ન હતા. મારી સાસુને મારી જેઠાણી માટે ઘણો જ સ્નેહ હતો. સાસુની દયા, પતિનો પ્રેમ તેને આનંદિત કરી રહ્યો હતો. જેઠાણી મારા પર કૃપા દૃષ્ટિ રાખતી. તેની દયાથી સંકટમાંથી હું કઇક વખત બચી જતી. પરંતુ જેની અહીંયાં જરૂર છે તેની ત્યાં ( પ્રભુને ત્યાં ) પણ જરૂર છે. જેઠાણી બિમાર પડી દવા, દારૂ કાંઇ કામ ન લાગ્યાં. કાળે તેના જીવનને હણી લીધું. તેના મૃત્યુને કંઇક દિવસો વિત્યા બાદ જેઠજી મારા તરફ વધારે ને વધારે સહૃદય દેખાવા લાગ્યાં. જ્યાં સુધી જેઠાણી જીવતી હતી ત્યાં સુધી તો તેમનું વર્તન મારા પિતાજીને આપેલા વચનથી સદંતર વિરૂદ્ધ હતું. પણ જેઠાણીના મરણ બાદ તેમને મારા પિતાજીને આપેલું વચન યાદ આવ્યું હોય તેમ જણાવવા લાગ્યું. હું ભોળી આશ્ચર્ય પામી ગઇ. હવે તો જેઠજી ધીરે ધીરે મારો પક્ષ કરવા લાગ્યા. એક દિવસ તો તેમણે પોતાની માને કહી દીધું " બા ? હું કેટલા દિવસથી જોયાં કરૂં છું કે

વહુ જ્યારથી આવી છે ત્યારથી તું તેના પર વિના કારણ કાંઈ કાંઇ બહાનાં કાઢી તેને સતાવી રહી છે. તે એક તો પોતે દુઃખી છે તો તેને વધુ સતાવે શું ફાયદો ? મારાથી આ રાત દિવસનો કંકાસ હવે ખમાતો નથી. તને કેટલીએ ફેરી કહ્યું પણ તારા તો મગજમાં નથી ઉતરતું. જો હવે તું સતાવીશ તો તેનું પરિણામ સારૂં નહિ આવે. મારે ઘર છોડવું પડશે. ”

પોતાના એકના એક પુત્રની આ ધમકી સાંભળી સાસુજી ભયભીત થઇ ગયાં. ને તે દિવસથી મારા ઉપર વર્ષતા જુલ્મનો અંત આવ્યો.

હિન્દુ ઘરોમાં વહુને સાસુ, સસરા, જેઠ વિગેરે વડીલો આગળ મર્યાદામાં રહેવું પડે છે. તેમની સાથે વાત પણ નથી કરી શકાતી, કે ન તો ઘુંઘટો દૂર કરાતો. હું પણ કાંઇ આ નિયમને અપવાદરૂપ નહતી મારે પણ તે સર્વ પાળવું પડતું. જેઠજી ધીરે ધીરે આ નિયમોને ભંગ કરી આગળ વધી વહ્યા હતા. તે મારો પક્ષ લઇને જ નહિ અટક્યા પણ વખત મળતાં મને વારંવાર પૂછતા “ વહુ તમને કોઇ તકલીફ તો નથી ના, કાંઇ જોઇતું કરતું હોય તો બે લાશક કહેજો ” હું એ કાંમાધ નરને ઓળખી શકી નહિ. તેની દયા દ્રષ્ટિનો મારા પર સચોટ પ્રભાવ પડયો. હું તેને દેવતા માનવા લાગી. હવે તો તેમની શરમ પણ મને ઓછી લાગવા માંડી. પરંતુ મારા હૃદયમાં કોઇ વિશીષ્ટ ભાવ ન હતો, કોઇ વાસના, પાપ

ન હતું. મારી એક મોટી ભૂલ એ હતી કે હું તેને ભક્તિભાવથી જોતી. અને એ જ ભક્તિભાવનો દુરૂપયોગ એ નરાધમે કર્યો, અને મારા જીવનનો સર્વ નાશ કરી નાંખ્યો. આહ પ્રભો ! જો મારી ભૂલ મને વખતસર સમજાઇ હોત તો હું એ કામી કુતરાની મોહજાળમાં ફસાત નહિ. પુરૂષો કહે છે કે "સ્ત્રીઓ મોહજાળની મૂર્તિઓ છે, પણ ખરૂં જોતાં સ્ત્રીઓને પાપાચારમાં પ્રેરનાર નરાધમોની હિન્દુ સમાજને ખોટ નથી. પુરૂષો સ્ત્રીઓને છળવા નાના પ્રકારના પ્રયાસો આદરે છે. શરૂમાં સહાનુભૂતિ અને મીઠી જબાનથી તેઓ માટે શ્રદ્ધા ઉત્પન્ન કરવી. સંજોગો મળતાં એ શ્રધ્ધાનો ઘણોજ નિંદનીય ઉપયોગ કરતાં પણ એ પાપાત્માઓ અચકાતા નથી.

કોઇ જગ્યાએ એવું જોયું છે કે સ્ત્રીએ પુરૂષને ફસાવ્યો હોય? જ્યાં જુઓ ત્યાં સ્ત્રીઓ જ પુરૂષોની માયા જાળમાં ફસાયેલી માલમ પડે છે. પુરૂષોએ સ્નેહ, મમતા, દયા, સહાનુભુતી, ઉપકાર બતાવી સ્ત્રીઓને ફસાવી જ્યાં જુઓ ત્યાં તેમનો સર્વનાશ કરી પોતાની પાશવ વૃત્તિની તૃપ્તિ માટે તેમના બલીદાનો લીધા છે. એટલું છતાં એ સ્ત્રીઓને દગાબાજ, માયાવીની વીષયી વીગેરે નામોથી સંબોધી પોતાનાં કાળાં ઘોર કૃત્યો પર પડદો નાખવા પ્રયત્ન આદરે છે.

એક દિવસ સસરાજી ઘેર ન હતા, સાસુજી મહોલ્લામાં બોલાવાથી ગયાં હતાં. ઘરમાં હું એકલી જ હતી, રાત્રિના

દશાનો અમલ થયો હશે, મારા જેઠ બહારથી આવ્યા. હું તેમને જમાડી મારા ઓરડામાં ચાલી ગઇ. મારી આંખો મીંચાઇ ન મીંચાઇ ત્યાં તો જેઠજી મારા ઓરડામાં આવી પહોંચ્યા. હું તરત જ એક બાજુ ગભરાતી જઇ ઉભી રહી, મને તેમના અંગેઅંગમાં કામનાં દર્શન થયાં. તેઓ મારા તરફ તૃષ્ણાપૂર્ણ નેત્રોએ જોઇ રહ્યા હતા. મેં ત્યાંથી ખસી બહાર જવા પ્રયત્ન કર્યો પણ તેમણે મને રોકી કહ્યું “ ચંદન, ડરે છે કેમ ? આવ આવ મને આલીંગન આપ. એમાં ડરવાનું શું છે ? એમની આવી વાણી સાંભળી હું કંપી ઉઠી. કોઇક અમંગળ ભાવનાથી મારૂં હૃદય ધડકી ઉઠ્યું. મેં તેમને પુછ્યું આપે આટલી મોડી રાત્રીએ મારા ઓરડામાં શા માટે પ્રવેશ કર્યો છે ? તેમણે જવાબ દીધો. ચંદન ! તારી આ દશા જોઇ મને દયા આવે છે. યૌવનના આ તારા દિવસોની રાત્રી શી રીતે પ્રસાર કરી શકાતી હશે ? જેઠજીની કાળી દૃષ્ટી તથા તેમના અર્થસૂચક શબ્દોથી તેમની ભાવના મારાથી અજાણ ન રહી. મારા હૃદયને આઘાત લાગ્યો. એમને તો હું વડીલ તરીકે ગણુતી. પુત્રી સમાન પાલન કરવાનું તેમણે મારા પિતાજીને વચન આપ્યું હતું, છતાં તેમની અત્યારસુધીની વર્તણુકનો ભેદ આજ મારાથી અજાણ ન રહ્યો. મેં નાસવા માટે પ્રયત્ન કર્યો. તેમણે મને પકડી પાડી, ભુજપાશમાં લઇ ચુંબન પર ચુંબનો કર્યાં. મારો નારીધર્મ એ પાપાત્માએ બળ-

જબરીથી નષ્ટ કર્યો. એ રીતે પોતાની પાપવાસનાને આધીન તેમણે મને કરી.

એ રાત્રી મે ઘણાજ કષ્ટમાં પ્રસાર કરી પ્રભુભજન કરતાં સવાર થયું. વિચાર્યું કે સઘળી વીતકવાર્તા સાસુજીને કહી દઉં જરૂર તે મને આમાંથી બચાવશે મેં રડતાં રડતાં સઘળી હકીકત કહી અને પગમાં પડીને કહ્યું મા "મારા સ્રીધર્મની રક્ષા કરો" પરંતુ પરિણામ તદ્દન વિરૂધ્ધ આવ્યું. તે એકદમ બદલીને બોલી—"કુલટા, મારો પુત્ર રાતદિવસ તારૂં ઉપરાણું કરે છે, તેના ઉપર તું આવું આળ ચઢાવે છે? કોઇ પણ છેલાથી આંખો લડાવી લીધી હશે એટલે હવે તારી એબ ઢાંકવા માટે તું મારા પુત્રને સંડોવે છે કેમ?

મેં સમજી લીધું કે, જ્યાં પરમાત્માની અવકૃપા છે ત્યારે મારૂં ભાગ્ય પણ ફુટેલું છે. જે જે દુર્ભાગ્યમાં લખ્યું હશે, તે ભોગવી છુટીશ. આમ અનેક તરેહના દિવસો વીતાવ્યા.

હવે જેઠની બાજી તો દિવસે દિવસે પ્રબળ થઇ. પરિણામે રહેતાં રહેતાં લજ્જા, ધર્મ ને નીતિના વિચારોએ પણ મારો ત્યાગ કીધો. ઉદય વાસનાઓના ઉછળતા તરંગોની હૃદય સરોવરમાં લહેરો આવવા લાગી. આકુળ અતૃપ્ત હૃદયે જેઠ ઉપર મારૂં સંપુર્ણ બળીદાન દઇ દીધું. જ્યાંસુધી અગ્નીમાં ઘી નથી હોમાતું ત્યાં સુધી તેની જવાળાઓ પ્રચંડ નથી થતી—તેમાં મારો

શો અપરાધ હતો? મેં તો મારો ધર્મ બચાવવા સંપૂર્ણ પ્રયત્ન કર્યો; અસ્તુ! હવે મારો જેઠ—મારા હૃદયનું સર્વસ્વ થઇ ચુકયો. જેણે મારો સર્વ નાશ કીધો તો, તે જ મારો સર્વથી પ્રીય અને કીંમતી પદાર્થ થઇ પડયો. અમારા દીવસો અનેરા આનંદથી દંપતી સમાન વીતવા લાગ્યા. જ્યારે સાસુજી પાસે મેં રક્ષા માટે આજીજી કરી, ત્યારે તેમણે મને તુચ્છકારી કાઢી હતી. પરંતુ અમારાં વર્તન જોઇ તેઓ તથા સસરાજી પણ અમારૂં રક્ષણ કરવા ચાહતા હતા! પરંતુ અમે અમારી આત્મ તૃપ્તીની સાધનામાં પડેલાં તેની તો કોણ પરવા કરે? અસ્તુ.

એ પછી લગભગ એક વર્ષબાદ મેં ગર્ભ ધારણ કીધો. કોઇ વાતનો ભય ન હતો. સાસુ સસરાને ભેદની ખબર જ હતી, અને જેઠ મારા પર પ્રાણ પાથરતો! મારી પ્રસન્નતાનો પાર ન હતો. બાળકનું પ્રેમાળ મુખડું જોવાની સુખમય આશાએ મને હર્ષ ઘેલી બનાવી મુકી. આનંદના ઉભરાથી જેઠને મેં એ સમાચાર કહ્યા. તે પણ સાંભળીને ઘણા જ પ્રસન્ન થયા. બીજે દિવસે તે એક ઔષધી લાવ્યા. મને કહ્યું—આ પીજા! બાળક ઘણું જ રૂષ્ટપુષ્ટ થશે! કંઇપણ સંકોચ કે વિચાર વગર હું પી ગઈ. રાત પડતાં જ પેટમાં ભયંકર પીડા થવા લાગી. સવાર પડતાં જ ગર્ભપાત થઈ ગયો. મને જેઠ પર સંદેહ આવ્યો ત્યારે મેં તેને કહ્યું. એટલે તે

બોલ્યો. "કંઇ પાગલ બાગલ તો નથી થઇ? મને ક્યા કમબખ્તનો ડર છે? હું તો સ્વચ્છ બાળકનું મુખડું જોવા આતુર થઇ રહ્યો છું. ગર્ભપાતથી મારા હૃદયને આઘાત લાગ્યો છે તે તો હું જ જાણું છું? ઉપરાંત તું આવી ઘેલી—ગાંડી વાત કરી બળતામાં ઘી હોમે છે. ક્યાંય એકલી—એકલી ગઇ હોઇશ, બલા વળગી લાગે છે. બીજું શું?" તે દિવસે હું એકલી નદીએ નહાવા ગઇ હતી. જેઠની વાત ગળે ઉતરી ગઇ.

થોડા દિવસો પછી ફરી ગર્ભ પ્રાપ્તી થઇ. પરંતુ આ સમયે અનીવાર્ય ભયની શંકાઓથી મેં વાત પ્રકાશમાં ન મુકી. જ્યારે ગર્ભનાં સર્વ લક્ષણો પ્રગટ થયાં, ત્યારે જેઠને આપે જ જાણ થઇ ગઇ. તેણે કંઇક અપ્રશન્ન થઇને કહ્યું—"કમ અકકલ! આવી વાત છુપાવવી જોઇએ? મને ખબર આપી હોત તો તારી સુખ–સગવડતાનો પ્રબંધ ન કરત? ખેર! હવે ઘરનું કામકાજ બહુ ન કરતી!

ફરી પુષ્ટીની દવાઓ ચાલુ થઇ, હું તેનું સેવન કરવા લાગી. એ ઔષધી–પ્રયોગથી દિન પ્રતિદિન મારી તંદુરસ્તી નબળી પડવા લાગી. પેટમાં હંમેશાં પીડા થયા કરતી. જ્યારે હું તેમને કહેતી, તો તે ઉગ્ર થઇને જવાબ દેતા—" આ દવામાં એવી તો અસર છે કે બાળક ખુબ રૂષ્ટપુષ્ટ બને છે. હા! ગર્ભિણીની તબીયત જરૂર કંઇક બગડેલી રહે છે. પણ એથી કાંઇ વિશેષ હાની નથી,

પ્રસવ પછી સ્થિતિ જેમની તેમ તંદુરસ્ત થઇ જાય છે." પરંતુ ધીમી ધીમી ગતીએ મારી તંદુરસ્તી બહુ જ નબળી પડી ગઇ.

પછી એક દિવસે જેઠે કહ્યું ચંદન! તારૂ શરીર દિવસે દિવસે ગળાતું જાય છે. વૈદ્યને તારી તબીયતના સમાચાર કહ્યા, ત્યારે તેમણે હવા ફેર કરવાની સલાહ આપી છે. મારી પણ સલાહ એજ છે કે હવા ફેર કરવી આપણે જાત્રાએ જઇએ તેથી હવા ફેર થશે. બોલ તારો શું વિચાર છે ?

તીર્થ યાત્રા અને દેવદર્શનની આકાંક્ષાથી હિન્દુ નારી સ્હેજમાં પ્રફુલ્લ બને છે. હું પણ ખુશ થઇ જાત્રાએ જવાનું કબુલ્યું અને એક દિવસે જાત્રાર્થે નીકર્યાં તીર્થ-રાજ પ્રયાગમાં પહોંચ્યા. ત્રીવેણી સંગમમાં નૌકા વિહાર કર્યો. પાતાલપુરીમાં પ્રવેશી સર્વ દેવદેવીઓના અને અક્ષય વરના દર્શન કર્યાં. મન વધારે પ્રસન્ન થયું શરીરનો ભાર ઓછો થયો.

ત્યાંથી અમો પાપ વિનાશીની વિશ્વનાથની લીલા ભૂમિ કાશીપુરી તરફ પ્રયાણ કર્યું, ત્યાં જઇ અમે ધર્મ-શાળામાં ઉતર્યાં. આખો દિવસ કાશી વિશ્વેશ્વરનાં એકે એક મંદિરોનાં દર્શન કરવામાં ગાળ્યો, હું થાકી ગઇ, સંધ્યા થતાં અમે ધર્મશાળામાં ગયાં. વાળુ કરી હું સુતી તે સુતી—થાકેલી હોવાથી ભર નિંદ્રામાં પડી ગઇ ને સવારમાં જાગૃત થઇ. જોતાં વાર જ માલમ પડયું કે હું ભોંય

ઉપર જ પડી હું કોટડીમાં કોઈ નહતું. મારી છાતી રૂંધાંઇ ગઇ, જેઠ ક્યાં ગયા હશે? સામાનનું શું થયું હશે? એવા અનેક વિચારોમાં હું ઉભી થઇ કોટડીની બહાર નીકળી તપાસ કરી, પણ ક્યાંયે જેઠ નજરે ન પડયા. અન્ય યાત્રાળુઓને પણ મેં પૂછયું પણ કોઇ જવાબ આપી શકયું નહિ. ત્યારે શું મને એમણે તજી દીધી હશે? મેં સાંભળ્યું હતું કે કેટલાય કુળવાન ગણાતા હિન્દુઓ પોતાના ઘરની પાપીણી સ્ત્રીઓને યાત્રા કરવાના બ્હાને લઇ જઇ ત્યાં છોડી મૂકી ચાલ્યા આવે છે. પછી તે વેરાગણ બની પોતાની બાકીની જીંદગી પુરી કરે છે તો શું મને છોડી દેવા માટે જ યાત્રાએ લાવ્યા હશે?

એવા અનેક વિચારોએ મને મારી કફોડી સ્થિતી સમજાવી કે હું પાપીણી છું. જેઠની પ્રપંચજાળમાં ફસાઇ મેં મારૂં સતીત્વ નષ્ટ કર્યું છે. એ પાપની શિક્ષા તરીકે જ ઇશ્વરે મને ગર્ભ આપ્યો હતો. જેઠે દવા વગેરેથી એ ગર્ભનો પાત કર્યો. બીજી વાર ગર્ભ રહેતાં અનેક દવાઓ ખવડાવી પણ ગર્ભપાત ન થયો ત્યારે મીઠી વાતોમાં ફસાવી તીર્થયાત્રાને બ્હાને પોતાની-પોતાના કુળની આબરૂ સાચવવા ઘરમાંથી બહાર કાઢી મને કલંકીનીને એ જેઠ અહિં કે જ્યાં મારૂ કોઇ સગુ સહોદર નથી ત્યાં છોડી ચાલ્યો ગયો.

પુરૂષ જાતિ કેવી સ્વાર્થી છે? જ્યાં સુધી ગુપ્ત પણે વિષયવાસનાની તૃપ્તિ મળતી રહી ત્યાં સુધી મસા-

જનો ડર નહતો—ત્યાં સુધી હું તેની પ્રિયતમા, પ્રાણેશ્વરી વીગેરે રહી, અને જ્યારે ગર્ભ રહેતાં કરેલા પાપનો ઘડો ફુટવાનો સમય આવ્યો, પોતાના કુળની યશ પ્રતિષ્ઠાની ઉજ્વળતામાં કલંકની કાલીમા લાગવાનો સમય આવ્યો ત્યારે એ ઉંચ પદેથી આટલે દુર વેરાન પ્રદેશમાં—દયાજનક હાલતમાં છોડતાં વિચાર ન આવ્યો કે એ પ્રિયતમા હતી, પ્રાણેશ્વરી હતી. હવે મારૂં શું થશે, હું અભાગીણીને કોણ આશ્રય આપશે? આ મારી ડુબતી નૌકાને કોણ તારશે? હું નિરાશ થઇ. આંખોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. એ ધારો પણ આત્માના પશ્ચાતાપથી સૂકાઇ ગઇ. હું હતાશ થઇ અને એક પાગલ માફક કાશીની ગલીએ ગલી ભટકવા લાગી.

ગર્ભાવસ્થામાં એક ડગલું ચાલવું કઠણ હતું. પાસે પૈસા ન હતા. ભૂખ કકડીને લાગી હતી. એ ભૂખની જ્વાળા વિશેષ પ્રજવલીત થઇ છતાં કાંઇ અન્ન ન મળ્યું. સન્ધ્યા થતાં હું ગંગા તીરે ગઇ અને એક ઘાટના ખુણા ઉપર બેઠી. ગંગાજીના શિતળ અને સુગંધીત પવને મારો થાક ઉતારી દીધો. શોકથી વ્યાકુળ થયેલું મગજ પણ શાન્ત થયું. હું પાછી વિચારવમળે ચઢી, માતાપિતાની મીઠી ગોદમાં મારૂં જીવન કેવું સુખમય હતું એ બચપણ કેવું મધુર હતું. મોટી થતાં મારા પિતાએ એક વૃદ્ધ બાળક (!) સાથે મારાં લગ્ન કર્યાં.

એ કજોડાંએ કરી મારૂ ભાગ્ય ફુટયું. એ પતિની ગોદમાં મારે પવિત્ર અને સાત્વીક જીવનના પાઠો બળજબરીએ શીખવા પડયા. થોડા જ સમયમાં મારૂં ભાગ્યચક્ર ફર્યું, મારા પતિરાજ સ્વર્ગે સંચર્યા. જેઠે પિતા સ્વરૂપે આશ્વાસન આપ્યા પછી તેઓ જ પતિ થઇ બેઠા. મારી દુર્ભાગ્ય જવાળાઓ ઉ-તેજીત કરી માતાપિતાના તરફથી શીખેલા સતીત્વના પાઠોનું, વાસનાની વેદી પર બલીદાન આપી તેમની ઉજ્જવલ કીર્તિને કલંકીત કરી હું અભાગીણી ગંગાના તીર પર પાપની પોટલી બાંધી બેઠી. એક રોટલીના ટુકડા માટે તલસું છું. આ સંસાર મારે મન શૂન્ય છે આ દુનીયામાં મારૂં કોણ છે? પાપ અને પશ્ચાતાપની જવાલાઓ અને ક્ષુધા શરીરને સળગાવી મુકે છે. મને કોણ આશ્રય આપશે! આ કંલકનો તાપ નથી સહન થતો આ સળગતા સંસારનો અંત એક માત્ર આત્મહત્યાથી જ આવશે એમ વિચાર કરો ત્યાંથી ઉઠી એક અલક ધાર ઉપર ગઈ.

અરે પ્રાણની મમતા પણ કેવી કઠીન હોય છે! મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, હું ચારે તરફ જોવા લાગી ત્યાં પણ નિરાશાનું તાંડવ નૃત્ય નીહાળ્યું. નીરાશાની ભયંકર મૂર્તી જોઇ હું દીગમૂઢ બની ગઇ. સામેજ અશરણ સરણની દયાની પવિત્રધારા ગંગાજી રૂપે પોતાના કીલકીલાટ નાદ પ્રભુનાં અસીમ લીલાનાં યશોગાન ગાઇ રહી હતી.

ગંગા માતા ! તું તારી શીતળ ગોદમાં આ દુખીઆરીને સ્થાન આપ ! તું જગત્ તારણી છું. પાપી શું કે પુણ્યાત્મા શું સર્વ તારા છત્ર નીચે આશ્રય પામે છે, તો શું ? મા ! મને તારા સ્નેહ રૂપી અમૃતનું એક બિન્દુ નહિ પાય ! મા તારી મીઠી ગોદનો આશ્રય ત્યાગી આ કોલાહલમય સંસારમાં પ્રવેશ નહી કરૂં. એમ કહી હું ગંગા નદીના જળમાં કુદી પડી. ધડા સરીખા અવાજથી ગંગા નદીના બન્ને કીનારા ગર્જી ઉઠયા, હું ગંગાજીના પવિત્ર જળમાં અદ્રશ્ય થઇ ગઇ.

પરંતુ નહિ, એજ દીને મને અનુભવ થયો કે પાપીઓ માટે દેવતાઓના વીશાળ હૃદય પણ દયાશૂન્ય હોય છે ગંગાજીની અનંત લહરીઓ પણ મને સ્થાન ના આપી શકી. મારા પાપમય શરીરનો ક્ષય કરવામાં ગંગાજળ પણ સહાયક ના થયું. તેણે મને એકે ડુબકીએ ઉપર આણી. કે તરતજ કોઇ જબરજસ્ત હાથે મારો ચોટલો પકડયો અને મને કીનારા તરફ ખેંચવા લાગ્યો. હું અભાગીણીના કિસ્મતમાં મોત પણ સરજાયું નહતું હવે મારી શુ ગતી થશે એ ચિંતા અને ભયથી હું બેશુદ્ધ બની ગઇ. ચેતન આવતાં મેં જોયું કે હું હોસપીટલમાં પડી છું ફરી પ્રાણનો મોહ થયો. પોલીસની પુછપરછમાં મેં કહ્યું કે જીવ સહુને વહાલો છે હું તો મારા પતિ સાથે તીર્થયાત્રા કરવા આવી હતી. દૈવ યોગે હું વીખુટી પડી ગઇ ભુખી અને તરસી હું તેમને શોધતી ફરતી

હતી, શોધતાં શોધતાં હું ગંગાને કાંઠે આવી પહોંચી શારીરિક નિર્બળતાને લઇને હું પગ ઉઠાવી ન શકી પગ લપસ્યો અને હું ગંગાજીમાં જઇ પડી. એમાં મારો શો અપરાધ ?

પોલીસને આ વાત સાચી લાગી અને મને મારા સાસરે મોકલવા પ્રબંધ કર્યો. આનું નામ નસીબની લીલા ! મારા સળગતા સંસારને વધારે સળગાવવા હું મૃત્યુના મુખમાંથી છુટી.

હું સાસરે પહોચી. મને દેખતાં જ સર્વએ મોંહ મરડયાં. ક્રોધની જવાળાઓ સળગી ઉઠી. સાહસ કરી ઘરમાં પેઠી, બધા સાથે વઢી એ જેઠને પણ ઉધડો લીધો પરંતુ તેનું પરિણામ શૂન્ય આવ્યું. મારા પર થતા અત્યાચારોની સામે થઈ કોઈપણ પ્રકારે જીવન વીતાવવું તો જોઈએને, આખરે એ દિવસ આવ્યો. પ્રસવ પીડા થવા લાગી. મારી ચીસો સાંભળવા છતાં કોઈ મારી વારે ના ધાયું જેઠને બોલાવી સમજાવ્યું કે યાદ છે કે ? હું તમારી હતી. આ દુઃખને માટે તમે મારી મીટ્ટી ખરાબ કરી હતી. તમારા પાપે હું દુઃખી થાઉં છું, અને તમે હસીને જોઈ રહો છો. મારી આ દયાજનક સ્થીતી જોઈને તમને લેશ માત્ર પણ દયા નથી આવતી ? ધિક્કાર છે તમારા જેવા પાપવાસનાના પૂતળાંઓને ! તમને ન ફસાવવા ખાતર મેં તમારો બચાવ કર્યો ને અહીં આવી

તે આ દુઃખ સહન કરવા કે ? એટલું બોલતામાં પ્રસવ થયો હું બેશુધ્ધ બની ગઈ. ચેતન આવતાં સુંદર પુત્ર રત્નનાં દર્શન થયાં પણ ઉંઆ ઉંઆની ચીસો ના સંભળાઈ હાથ પગ હાલતા ન દેખી મારી આંખો આંસુથી ભરાઈ ગઈ. પ્રસવ પીડા પછી પુત્રરત્નનો પ્રસવ થયો સાથે મૃત્યુ લેતો આવ્યો. ના, ના, આવા સુંદર બાળકને મૃત્યુ સંભવિત નથી મને વહેમ ગયો કે એ દુષ્ટ જેઠે જ એનું ખુન કર્યું જ હશે. જે મારા સતીત્વને નષ્ટ કરતાં ન ડર્યો, જે મને પરદેશમાં કુતરાને મોતે મરવા અટુલી મુકી નાસી જતાં ના ડર્યો, એ મને બીજુ શું ન કરી શકે ! હાય ! મારા નાના સુકુમાર બાળકને તમે મારતાં પણ ન ડર્યા. તમારા કહેવાતા કુટુંબની કલંક પતાકા રૂપ એ સજીવ બાળક હતો સમાજમાં કુળવાન ગણાવા એ નિર્દોષ બાળકનું તમે ખુન કર્યું છે. હું એ સીતમ સહન નહિ કરૂં સમાજમાં તમારા સીતમો જાહેર કરીશ. હું નિર્બળ હોવા છતાં એ વિફળી. મારો કોલાહલ સાંભળી સાસુજી આવી પહોચ્યાં હાથ જોડી કહ્યું ! વહુજી દયા કરો જો પોલીસ આ કોલાહલ સાંભળશે તો હમે જીવતાં મરી જઈશું ઘર પર ફાંસીના માંચડા મંડાશે અને મને ફાંસીના માંચડે લટકાવશે તેમાં શું તું રાજી થશે ? અમે જીવતા હઈશું તો તને પણ આશ્રય મળશે તું કહીશ તેમ કરશું પણ અમને તું બચાવ

---

આ લોકોનું કહેવું ઠીક છે. એમના સીવાય મારે બીજા કોનો આશરો છે ! ભલા તોએ એ અને બુરા તોએ

એ. એમની સાથે રહ્યા વગર છુટકો નથી. જો એ ન હોય તો આ સમસ્ત સંસારમાં મને આશ્રય આપે એવું કોણ છે! એમ મન વાળી હું એ ખૂનનો ઘુંટડો ગળી ગઈ—પી ગઈ. આ એક માટીના શરીર માટે શું શું નથી કરવું પડતું! હૃદય કઠોર બનાવવું પડે છે. પોતાની નજર સમક્ષ પોતાના સ્નેહની અશેષ સંપત્તિ તથા પોતાના જીગરના ટુકડાનો સર્વ નાશ પણ નજરે નજર જોવો પડે છે.

મારા તરફ સારી વર્તણુક રાખવા માંડી. દરેક પળે મારી સાસુ—જેઠ મારો બોલેલો બોલ ઉઠાવવા તૈયાર હતા. આવી વર્તણુક મારા તરફ આ પહેલીજ હતી. મારા સુકુમાર બાળકના ઘાને જતે દહાડે હું વીસરી ગઈ.

પરંતુ જ્યારે દરીઓ તોફાને ચઢવાનો હોય છે, ત્યારે શાન્ત અને ગંભિર રૂપ ધારણ કરે છે. તે મુજબ મારી સુશ્રુષા અને શાન્તિ વિપ્લવકારી ભૂકમ્પ પહેલાના પવન સમાન હતી. દોઢ માસ વિત્યા બાદ એક દિવસ જેઠે કહ્યું:—આ ઘરમાં તારે માટે સ્થાન નથી—અહિંથી નીકળી તારે ફાવે ત્યાં ચાલી જા.

હું ક્યાં જાઉ? શું તે દિવસ તમે ભૂલી ગયા? તમારાં વચનો યાદ તો કરો મેં અશ્રુભિની આંખે કહ્યું.

તેં મારા કુળમાં કલંક લગાડયું છે. સમાજમાં અમારાથી ઉજળે માંડે ફરાતું નથી. અમે સમાજમાં નકટા થઈને રહી શકતા નથી. તેથી તે દિવસનાં વચનો પાળી શકાય એમ નથી. એ વાત સઘળી ભૂલી જા, અને તારે

રસ્તે પડ !

આ સાંભળી મેં કહ્યું:—કે હું જ અપરાધી છું અને તમે નિર્દોષ છો એમ જ ને ? શું એમ બધું સમાજ નથી જાણતા ?

અમે પુરૂષ છીએ. પુરૂષો વ્યભિચારથી અપરાધી નથી બનતા. જો અમે આવા કાર્યોથી કલંકિત કહેવાઈએ તો પુરૂષ જ ન હોઈએ. સ્ત્રીઓને માટે આથી ઉલટી જ વાત છે. તેના જીવનમાં એક જરા સરખુ કલંક લાગે તો તે જીવનભર પશ્ચાતાપ અને પ્રાયશ્ચિતનાં આંસુઓથી ધોવા છતાં, તેમનાં તેમ રહે છે. એટલે તારે હવે વધુ ચર્ચા કરવાની જરૂર જ નથી.

જ્યારે આટલું સમજતા હતા ત્યારે તમે મારૂં સતીત્વ કેમ નષ્ટ કર્યું ? છતાં હું તમારી પાસે નથી માગતી દોલત કે નથી માગતી ઇમારત. ફકત મને ઘરમાં એક દાસી તરીકે રાખો. હું તમારી બધાની સેવા કરીશ. ફકત એટલું જ માગું છું. મારૂં સર્વસ્વ મેં તમારે માટે બરબાદ કર્યું છે. તો, શું આટલી દયા તમે મારે માટે નહિ દાખવો ?

દયા તો શું પણ હું તો તને રાણી તરીકે રાખવા રાજી છું. પણ સમાજ તેમ કરવા ના પાડે છે.—સમાજના બંધનો તોડવા હું બીલકુલ રાજી નથી.

જ્યારે તમે કોઈ રીતે રાજી નથી તો હવે હું પણ તમારે આશરે ઘરમાં રહેવા રાજી નથી હું જાઉ છું,

અને ચેતાવું છું કે તમારો પાપનો ઘડો થોડા વખતમાં ભરાઈ આપોઆપ ફુટી જશે. હું આટલું કહી નિરાશ થઈ ઘરમાંથી નિકળી પડી. ઇચ્છાતો હતી કે દાસી તરીકે પણ ઘરમાં પડી સડયા કરૂં પણ એ નરપિશાચે કોઈ પણ રીતે માન્યુંજ નહિ. હું ભૂખીને તરસી બે દિવસ એક સાહેલીના ઓટલે પડી રહી. તેને તથા આડોસી-પાડોસીઓને મારી દુઃખદ કર્મકથા બળતે હૃદયે કહી સંભળાવી. પણ કોઈએ મને આશ્વાશન સરખું પણ આપ્યું નહિ ઉલટું દરેકે મને ગાંડી ઠેરવી મને ધૂતકારી નાંખી ગાળો આપવામાં પણ મણા ન રાખી.

સારી દુનિયા મને શત્રુવત્ લાગી. હવે હું કોની ગોદમાં જઈ મારૂં દુઃખ સંભળાવું મ્હારા હૃદયને શાન્ત કરૂં. માતાપિતા હું અભાગીણીનો છાંયો સરખો એ નલે. ભગ્ન હૃદયે હું આગળ વધી, રાત્રી પડી આકાશ કાળાં વાદળાંઓથી છવાયું હતું. જોતજોતામાં વરસાદ વરસવા લાગ્યો. હું રસ્તે ચાલતાં ભિંજાઈ ગઈ હતી. આંખો ચારે તરફ કોઈ વિશ્રામ સ્થાન ખોળી રહી હતી. એટલામાં એક આધેડ સ્ત્રીએ મને બોલાવી, હું તેના ઓરડામાં બેઠી. તેણે પૂછ્યુ બેટા ! તું કોણ છે. તું સારા ગૃહસ્થ કુટુંબની વહુ—બેટી હોય એમ જણાય છે. આટલી રાત્રે વરસાદમાં કેમ ભિંજાતી ફરે છે ?

મારૂં હૃદય ઉભરી આવ્યું, હું રડી પડી. નયનોમાંથી અશ્રુધારાઓ વેહવા લાગી. પુરા સ્નેહ અને સહાનુભૂતિ સહ તે પૂછવા લાગી તેની મીઠી વાણીથી હું ભોળવાઈ

ગઈ. અને મારી કર્મકથાનો સઘળો ભેદ તેને ખુલ્લા હૃદયથી કહ્યો. પ્રત્યુત્તરમાં તેણે કહ્યું કે "બેટા, મરેને તારા દુશ્મન. તું તારી જાતને અભાગીણી ન ગણ. કાલથી જો તું સુખી થાય છે કે નહિ." એમ કહી તેણે મને બદલવાને કપડાં આપ્યાં અને ખાવા ફળફળાદી–મીઠાઈ વિગેરે લાવીને મુકયાં. ભૂખનું માર્યું આ શરીર આકુળવ્યાકુળ બની ગયું. તેને પ્રેમમય વ્યવહારે શાન્ત બનાવ્યું હતું, પણ એ શાન્તિમાં હું ન્યાત–જાત પૂછવાનું ભૂલી ગઈ, ને જમી. બીજે દિવસે તેણે મને ગાવા બજાવવાનું શિક્ષણ આપવું શરૂ કર્યું. ત્યારે મને ખબર પડી કે, હાય! દુર્ભાગ્ય મને કયાં ખેંચી લાવ્યું છે. હવે મારે વેશ્યાવૃત્તિ શરૂ કરવી પડશે. મન, આંતરજવાળાથી સળગવા લાગ્યું. આત્મા મને ઝેરી સાપ માફક ડંસવા લાગ્યો. પણ શું કર્યું તે સુઝયું નહિ. આ પાપી પેટની જવાળાઓ શાન્ત કરવા શું ઉપાય લેવા? આ સંસારસાગરમાં વિશ્રામ માટે એક હાથ જગ્યા મળવી મારે માટે મુશ્કેલ હતી.

ઘણા જ સળગતા હૃદયે આંખોમાં ક્રોધથી સળગતા તણખાઓ સહ મેં ગાવાનું શરૂ કર્યું. મને એમ લાગતું કે, આ મારા સળગતા સંસારના તણખા કેમ સમાજની ચીતા બની તેને પણ સળગાવતા નથી? વેશ્યાઓ જોઈ હું ધારતી કે શા માટે તેઓ આવાં કુકર્મો કરવા કરતાં આત્મહત્યા કરવા કેમ પ્રેરાતી નથી? એ વિચારો નજર સમક્ષ તરવા છતાં આજે હું જ વેશ્યા બનીશ.

ગાયિકાઓમાં હું પ્રખ્યાત થઇશ. વિલાસ વૈભવ વિગેરે મારા ચરણો નીચે અથડાશે, એવી અનેક મહત્વાકાંક્ષાઓ નજર આગળ હોવા છતાં, હજુ હૃદયજ્વાળાઓ શાન્ત ન થતી. એટલું જ કે, જે તિવ્રતા એ જ્વાળામાં હતી, તે આજે રહી નથી.

પણ, હું શું કરૂં ? હું વેશ્યા થવા ઇચ્છતી નથી. નીચમાં નીચ, કુરૂપમાં કુરૂપ મનુષ્ય મારૂં યૌવન લુંટવા માટે આવશે. એ વિચારે બહારથી સુખી દેખાતા શરીરની અંદર બળતું અંતર સમાજ તરફ હરવખત "હાય" નો પોકાર કરીજ વિરમે છે.

જો અમારા જ્વાળામય જીવનની તમારાં અંતર સળગતાં હોય તો, યુવાનો બહાર આવે અને વેશ્યાવૃત્તિના મૂળ ઉપર જ કુહાડો મારો—સમાજને સુધારો, કહેવાતા કુળવાનોના કલંકો ઉઘાડા પાડી સમાજના ભોગ બનતી બાળાઓને બચાવી તેમને અધમતાના પંથેથી ઉગારો, નહિ તો અમારી હૃદયની જ્વાળાઓ પ્રચંડ અગ્નિ સળગાવશે. જેથી કરી ધર્મપ્રાણ ભારત અને અને આ હિન્દુ સમાજ ભસ્મિભૂત થઇ જશે. આટલું કહેતાં મારાથી વેશ્યાવૃત્તિમાં પ્રવેશ કરવાનું અશક્ય લાગવાથી ઝેર પી હંમેશ માટે આ સંસારમાંથી છૂટી થઇ ! !



# અમારાં પુસ્તકો

| | | |
|---|---|---|
| બ્રહ્મદેવયજ્ઞ યાને નિત્યકર્મ વિધિ | કિંમત | ૦-૨-૦ |
| શંકાકોષ ભાગ ૧ થી ૪ | ,, | ૦-૨-૦ |
| વૈદિક ભજન સંગ્રહ | ,, | ૦-૨-૦ |
| મૂર્તિપૂજા વિચાર | ,, | ૦-૦-૬ |
| ઈશ્વરોપ્રાર્થના વિચાર | ,, | ૦-૦-૬ |

## ટુંક વખતમાં બહાર પડશે.

હિંદુસમાજનો યુગ ધર્મ

( લે. પંડિત આનંદપ્રિયજી. )

હિન્દુનો હિંદુ પ્રત્યે ફરજ

( લે. પ્રો. જેઠાલાલ ચી. સ્વામીનારાયણ )

વામન અવતારનું રહસ્ય

( લે. પંડિત આત્મવૈકરજી. )

આર્યસમાજ શું છે ?

( લે. શ્રી. નારાયણ સ્વામી )

લખો

**ડાહ્યાભાઈ છગનલાલ**

પુસ્તકાધ્યક્ષ- આર્યસમાજ

બાવલા ( ગુજરાત )

એટલું

યાદ રાખજો કે

તમારૂં આપેલું દાન

એળે નહિ જાય કારણ કે

વૈદિક ધર્મનો પ્રચાર કરવાં

ધર્મ ભૂલેલાઓને સ્વધર્મ બતાવવા

પતિતોને પાવન કરવાના યજ્ઞમાં

# आर्यसमाज

તમારૂં આપેલું દાન ખર્ચે છે માટે

તમારા દાન આપવાના દરેક

પ્રસંગે તમારી નજદીકની

આર્યસમાજને દાન

આપતાં ભૂલતા નહિ.

આટલું યાદ

રહેશે!!!